યુગધર્મ ગ્રન્થમાળા ૫.

# અનંતા

લેખક

આરણ્યક

અનંતારણ્યના નાથ, અનંતા શક્તિ ધારી જે;
કલા વિશ્વમયી સર્જે, અર્પો આયુષ્ય દીર્ઘ તે.

પ્રસ્તાવનાકાર

યુગધર્મ કાર્યાલય,
અમદાવાદ.
મૂલ્ય રૂ. ૦-૮-૦.



મુદ્રણસ્થાનઃ આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ, અમદાવાદ.
મુદ્રકઃ પ્રાણજીવન વિશ્વનાથ પાઠક.

સંવત ૧૯૮૦. પ્રત. ૧૧૦૦.



પ્રકાશકઃ—
સુમન્ત મહેતા.
યુગધર્મ કાર્યાલય તરફથી,
અમદાવાદ.

## પ્રસ્તાવના

[ નાન્દી પછી સૂત્રધાર પ્રવેશ કરે છે. ]

**સૂત્રધાર—**

અનંતારણ્યના નાથ, અનંતા શક્તિ ધારી જે;
કલા વિશ્વમયી સર્જે, અર્પો આયુષ દીર્ઘ તે.

[ નેપથ્ય સામું જોઇ ] અરે !—નેપથ્યગૃહ કેમ બધું શૂન્ય દેખાય છે. ! ક્યાં ગયા એ ભરતના પુત્રો ? ક્યાં ગઈ મારી સહધર્મચારિણી કલાવતી ? કેમ કોઈ બોલતું નથી ? કલાવતિ ! પ્રિયે—કલાવતિ !

[ શૂન્યવદના કલાવતી પ્રવેશ કરે છે. ]

**કલાવતી**—શું છે સૂત્રધારજી ? [ બગાસું ખાઇ ] આજે આટલે દિવસે વળી મારૂં શું કામ પડ્યું ? પણ ભલા ઉત્સાહમાં કેમ દેખાઓ છો ? કાંઇ નાટક તો ભજવવાનું નહિ જ હોય ?

**સૂ.**—છે.—આજે નાટક ભજવવું છે ?

**ક.**—એ વળી ક્યાંથી સુઝ્યું ? તમે તો ધંધો છોડી સન્યાસી થવાની વાતો કરતા હતાને ?

**સૂ.**—હા. નિર્વેદ અને ગ્લાનિ તો એટલાં થયાં હતાં ! ગૂજરાતની રંગભૂમિ એટલી બધી અધમ થઈ ગઈ છે કે ભાસ અને કાલિદાસના નાટક ભજવનારના વંશજને સન્યાસ લેવા સિવાય બીજો માર્ગ નથી.

**ક.**—અધમ ? બહુ કઠોર છો !

**સૂ.**—જેમાં ન હોય વસ્તુનું ઠેકાણું કે ન હોય અભિનયનું—ન હોય જેમા અભિરુચિ કે ન હોય મર્યાદા, અને છતાંએ જે ભજવાય તેને અધમ નાટક ન કહેવું હોય તો તેને નરી અધમતા કહેવી ઘટે છે !

**ક.**—એ તમારી બળતરાની કોઇને પરવા નથી. નટમંડળીઓ ભૂખે નથી મરતી.

સૂ.—પણ કલા તો ભૂખે મરે છે ને ? આજે નથી રહી કળા સંવિધાનમાં કે નથી નટના અભિનયમાં. રસનિષ્પત્તિની તો વાત જ શી કરવી ? આજે ભૂમિ ઉપર ભજવાતી વસ્તુ એ નાટક નથી—દૃશ્યોના સમૂહ છે. એક ક્રમમાં મુકો એટલે અમુક નાટક—નામ બદલી તેના તે બીજા ક્રમમાં એટલે બીજું નાટક. કથામાં કાંઇ ફેર પડે પણ અભિનય તો એના એ જ. નથી કવિને તસદી લેવી કે નથી નટને— !

ક.—ત્યારે મને કેમ બોલાવી ? [ નેપથ્ય સામું જોઇ ] અને આ બધી શી તૈયારીઓ કરવા માંડી છે ? અને તમારા મુખ ઉપર પણ ઉત્સાહ દેખાય છે. કેમ આજે ગૂજરાતની નાટ્યકલાનું ભાવિ બદલાઇ ગયું છે ?

સૂ.—ના, હજી બદલાયું નથી; અને ક્યારે બદલાશે એ પણ જાણતો નથી; પણ હમણાં એક નવજુવાન કવિના—નાટ્યકારના—બીજાંકુર ફૂટ્યા છે—આ નાટ્યકલાના દુષ્કાળમાં એ અંકુરો કોઇ અવનવી આશા પેદા કરે છે.

ક.—કોણ છે એ નવજુવાન જે તમનેએ આશાવંત કરે છે ? એવું તો એણે શું નિર્માણ કર્યું છે ?

સૂ.—એ કોઈ આરણ્યક. કહે છે કે જીવનના અનન્તારણ્યનો પરિવ્રાજક છું.

ક.—જીવનને અરણ્ય કહે છે ?

સૂ.—હા.—એને એ અરણ્ય કહે છે.

ક.—ત્યારે એના નાટકમાં શું હશે ? ધૂળ અને પથરા ? લોકવૃત્ત વિના વળી નાટક કેવું ?

સૂ.—કલાવતિ ! એમ સ્ત્રીજનસુલભ ચપલતા મા કરો ! તમારા હૃદયની પાંખડીથીએ કવિઓનાં હૃદય કુમળાં હોય છે. અને અરણ્ય કહ્યું એટલે જીવનનું વિરોધી નહિ. દેવિ—જીવન અનંતારણ્યથી ઘેરાએલું છે. એ અરણ્ય શૂન્ય નથી. એ અનન્તા-

રણ્યના જટાજૂટમાં અનેક ગંગાઓ ગુંચવાયા કરે છે; અને જીવનનાં જળ જ્યારે બંધીઆર થાય છે-ક્ષણભર અટકી જતાં દેખાય છે, ત્યારે એમાંથી એકાદ ગંગા છૂટી જીવનનો મળ ધોઈ વિધવિધ વ્હેણમાં એ વ્હેવા માંડે છે. આ આરણ્યકે એવી કોઇ ગંગાને બ્હાર નીકળવા તડફડાટ કરતી જોઇ છે. પણ એ દર્શન અને અનુભવ કોણ જીરવી શકે-સિવાય કે જટાજૂટધારી ભગવાન્ શંકર !

કૅ.—પણ આ બધું સમજશે કોણ ? લોકને અનન્તતાની શી પડી છે ?

સૂ.—કલાવતિ, મારા અધૂરા શબ્દો એ નહિ સમજાવી શકે; પણ આરણ્યકની નાટ્યકલા એની ઝાંખી કરાવશે; માટે આજે ઉત્સાહમાં છું.

કૅ.—અનન્તતામાં શી રીતે ઉત્સાહ પમાય-એ મને તો સમજાતું નથી. ઠીક-પણ-પ્રધાનપણે એમાં રસ કયો છે ?

સૂ.—વિષાદ ! એમાં-વિષાદ છે.- અને કાળા વાદળના ઉંડા ગર્ભમાં વિજળીનો એકાદ ચમકારો છે. એમાં જડ ચેતનનો સ્પર્શ થાય છે-અને પ્રથમ સ્પર્શે બન્નેનો નાશ થતો દેખાય છે.

કૅ.—તો હું આ નાટકમાં પાઠ લેવા ખુશી નથી. વિષાદ માટે કલા નિર્માણ થએલી નથી. હું ગમે તેવા નાટક-ચેટક ભજવું—બહુ ટીકા કરો તો બાવી થઇ જાઉં, પણ હું મારા નૈપુણ્યનો વિષાદ માટે ઉપયોગ નહિ કરૂં !

સૂ. દેવિ-તમે ઘરડાં થયાં છો ? સ્ત્રીજાત જલદી ઘરડી થતી હશે ! જીવનના નવા સ્પર્શ સહન કરવાનું બળ નહિ રાખો તો— હા ! પણ એ વિલક્ષણ છે-! આજે ભારતના નવયુવાનો જીવનમાંથી વિષાદ કેમ ચૂસે છે ? અથવા એ વિષાદ નહિ હોય ! કોઇ વિલક્ષણ સર્જનની એ પૂર્વક્ષણ હશે, એ સત્ પ્હેલાનું અસત

હશે. દેવિ–જડચેતનના સંપર્ક, જૂના નવાની અથડામણુ સાન્ત માનવીમાં વિષાદ ઉત્પન્ન કરે; પણ અનન્તનો તો એ અપૂર્વ આનન્દ છે. એ રીતે જ તે કલામય થઇ શકે છે. દરેક સર્જનના મૂળમાં દર્દ હોય છે. અનન્તતા આવિષ્કાર ઇચ્છે છે–અને દર્દ ઉત્પન્ન થાય છે. પુરુષપ્રકૃતિનો સંસર્ગ થાય છે અને વિશ્વ પ્રવર્તે છે. કવિઓ કહે છે કે કળાનાં મૂળ પણ દર્દમાં હોય છે. દરેક સ્રષ્ટા એની સર્જન ક્ષણમાં અનન્તમય થાય છે.– માટે જ સર્જન એ આનન્દ છે. માટે દેવિ–તમે અનન્તા થાઓ. કલા જો અનન્તતાનો ભાર નહિ ઝીલે તો બીજું કોણ ઝીલશે?

ક.—હું અનન્તા થઇશ–પણ માનવીના જગતમાં અનન્તાને સંકડામણ પડશે. અને તમે ?

સૂત્રધાર—હું—અનન્તારણ્ય થઇશ.

( બન્ને જાય છે. )

॥ इति प्रस्तावना ॥



# પાત્રો

**અનંતા**—અનંતારણ્યની પુત્રી.

**રાજા**—સમુદ્રગઢનો રાજા.

**રાણી**—સમુદ્રગઢની રાણી.

**કુંવર-આયુષ**—સમુદ્રગઢના રાજાનો કુંવર.

**ભાટ**—ફરતો ફરતો સમુદ્રગઢમાં આવી ચઢેલ એક ભાટ.

**પ્રધાન**—સમુદ્રગઢનો પ્રધાન.

**પુષ્કર**—પ્રધાનનો પુત્ર.

**ઉદયસિંહ**—ખોરગઢનો રાજા.

**દેવી કુમારી**—ખોરગઢના રાજાની એકની એક પુત્રી.

**દેવીસિંહ**—ખોરગઢના રાજાનો ભત્રિજો.

**અરજણ**—કુંવર આયુષનો અંગરક્ષક.

**રાધા**—અનંતાની દાસી.

**ભીમા**—રાણીની દાસી.

આ ઉપરાંત સંન્યાસી, પહેરેગીર, ચોકીદાર, દાસીઓ, મારાઓ, સમુદ્રગઢવાસીઓ વગેરે વગેરે.

**સ્થળ:**

સામાન્ય રીતે સમુદ્રગઢ, એકવાર સમુદ્રગઢથી દૂર લશ્કરની છાવણી.

**સમય:**

સામાન્ય રીતે રાત્રિનો.

## શુદ્ધિ

પૃષ્ટ ૪૭-લીટી ૬--કુંવર અનંતાનું માથું...ભાન ભુલી જાય છે.-એટલું
કૌંસમાં લેવાનું છે.

પૃષ્ટ ૫૩-લીટી ૫—વર-ને બદલે-વરસાદ જોઇએ.

પૃષ્ટ ૫૩-લીટી ૧૩-( ધ્રુજે છે. ) પછી-હું આડો હાથ દેવા-એટલું
ઉડી ગયું છે, તે ઉમેરવાનું છે.

પૃષ્ટ ૬૦-લીટી ૨--અશુદ્ધ-**રાન**-શુદ્ધ-**રાત**

પૃષ્ટ ૬૦-લીટી ૧૨-અશુદ્ધ-નીચે છે-શુદ્ધ-નાચે છે.

પૃષ્ટ ૭૭-બાજી ઉક્તિ ભુલથી રાણીની છપાઇ છે, તે પ્રધાનની જોઇએ.



# પ્રવેશ ૧

## રાત પહેલી

**સ્થળઃ**—રાજમહેલનો એક ઓરડો. રાજા ગાદી ઉપર બેઠો છે. રાણી થોડે દૂર બેઠી છે. ઓરડામાં એક દીવો બળતો છે.

**રાજા**

દરવાન, દીવા અંદર લાવ.

( દરવાન આવીને નમે છે અને ચારેક દીવા અંદર મૂકે છે. )

**રાજા**

દરવાજા બંધ રાખજે. કોઇ આવે તો કહેજે 'રાજાનો હુકમ છે'.

**દરવાન**

જી હજૂર. ( નમીને જાય છે. )

**રાજા**

( એકલો જ હોય તેમ ) રાત ને દિવસ અનંતારણ્ય મનમાંથી ખસતું નથી !

**રાણી**

મહારાજ, એમ કંઈ પાર આવશે ?

રાજા

રાણી, દુનિયામાં પાર તો કશાનો છે જ નહિ. આજે એને ગયાં પંદર દિવસ થયા.

રાણી

કુંવરને શિકારનો બહુ શોખ છે. ઘોડાપરથી હેઠા જ ઉતરતા નથી!

રાજા

કુંવર જરા ડાહ્યો થાય, તો દુનિયામાં એનો જોટો ન મળે એવો થાય.

રાણી

ભોરગઢના રાજાએ પોતાની કુંવરીનું માગું કરવા કહેણ મોકલાવેલ ને મહારાજે ના કહી તે એ ચીડાયો છે.

રાજા

(નિશ્વાસ નાખીને) કુંવરને બાવીશ વર્ષ થવા આવ્યાં છે!

રાણી

તે કેમ મહારાજ?

રાજા

કંઈ નહિ. રાણી, તમારા કુંવરને ગાદીએ બેસાડીએ તો?

રાણી

મહારાજ, મહારાજકુંવર પણ મારા જ છે ને?

રાજા

રાણી, તમે કોને પરણ્યાં છો?

રાણી

(જરા ઝાંખી પડી જઈને) મહારાજ, આમ શું પૂછો છો?

રાજા

ના, તમે મને નથી પરણ્યાં. તમે રાજાને પરણ્યાં છો.

રાણી

અને એ જ મારૂં ભાગ્ય છે. મહારાજે કહેણુ પણ એવું જ મોકલ્યું હતું.

રાજા

હા, ખરૂં. હું રાજ્ય ખાતર પરણ્યો, અને તમે રાજાને પરણ્યાં. તમે દોલતનાં અને રાજનાં ભૂખ્યાં છો.

રાણી

મહારાજ, તમારા કરતાં મારે શું વધારે હોય?

રાજા

( થોડી વાર રહીને ) હું રાજા જ નથી. હું ન્હાનો હતો ત્યારે કોઈ વાર હું રાજા છું એમ મને લાગતું. હવે હું મને રાજા જ નથી લાગતો.

રાણી

મહારાજ, મને દુઃખ શું કામ દો છો? ન્હાનેથી પરણીને આવી હતી, અને આ હૈયું તમે બાળી નાંખ્યું.

રાજા

( ખિન્ન હૃદયે ) રાણી તમારે જોઈતો હતો એ કંઈ સ્નેહ ન હતો. તમને એક કુંવર તો છે. પણ હું પરણ્યો એ જ ભૂલ કરી. રાજ્ય માટે પરણવું એ પણ દોષ ને!

રાણી

અને તમે અરણ્ય માટે લડતા હતા ને મારા બાપે આપણું અડધું રાજ્ય ખૂંચવી લીધું.

રાજા

રાણી, કોઇ કોઇનું સગું નથી. પણ, અરધું રાજ ગયું ને મેં મારી જાત મેળવી.

રાણી

એ અનંતારણ્યે આપણને ખુવાર કર્યાં.

રાજા

(ઉંડો નિશ્વાસ નાંખીને) હા, અનંતારણ્ય ખૂંચવી હું ખુવાર થયો. કુંવર આખરે એમાં સમાણો. (થોડી વાર કોઇ બોલતું નથી.) હવે તો એ આવે એટલે એને રાજપાટ સોંપી પરવારૂં.

(રાણી આમતેમ જુએ છે.)

રાણી

(થોડી વાર પછી) નાઉપરવટ કુંવર અનંતારણ્યમાં ગયા અને પ્રધાનનો પુષ્કર પણ એમની પાછળ આજે ગયો.

રાજા

(સ્વસ્થ ચિત્તે) મને ખબર છે.

રાણી

પ્રધાનજીને પણ દુઃખ જ ને!

રાજા

કોઇ છે કે?

દરવાન

જી હજૂર. (નમે છે.)

રાજા

પ્રધાનજીને બોલાવો.

પ્રવેશ ૧ લો.

રાણી

અત્યારે ?

રાજા

(દરવાનને) નીચેથી અત્યારે પ્રધાનજીને બોલાવો.

દરવાન

જી હજૂર. ( નમીને જાય છે.)

રાજા

કુંવરમાં જુવાનીનું લોહી બહુ ઉછાળા મારે છે. જો કાબુમાં રાખે તો તો સારૂં. ઘોડાવેગે દોડે છે!

રાણી

કુંવરનાં—

રાજા

કુંવરના સંસ્કાર ! પોતે પહેરો ભરવા જાય છે.

રાણી

એ રાજાના પાટવી કુંવરને શોભે ?

રાજા

પાટવી કુંવરને શોભે ! (હસે છે.) કેમ નહિ ? × × (પોતે વિચાર કરતો હોય તેમ) કુંવરના સંસ્કાર ! રાતે આખો મહેલ ગજવી માર્યો—

" બોલો હક્કા ! હક્કા ! હક્કા !
બુઢ્ઢીયાં કુ દો દો ધક્કા ! "

રાણી

અને કુંવરનાં બધાં માણસો ત્રાસે છે.

### રાજા

(વિચારમાં ને વિચારમાં) હા, જુવાન જો ધક્કા નહિ મારે, તો પછી બીજું કોણ મારશે ? જુવાનને હાથે ધક્કા એ ય સારૂં. × ×
રાણી હું તમને પરણ્યો જ ન હોત તો ? ( રાણી આમતેમ જુએ છે.)
પણ હવે શું ? ( થોડી વાર અટકીને ) રાણી તમને નથી લાગતું મરતા પહેલાં માણસે એક વાર બધું છોડવું જોઈએ ? એક વાર માણસ થઈને મ્હોતની સામે ઉભા રહેવું.

### રાણી

મ્હોત તો આવવાનું જ છે. ને !

### રાજા

બિચારો પુષ્કર પણ ગયો.

### દરવાન

( નમે છે. ) જી હજૂર, પ્રધાનજી આવ્યા છે.

### રાજા

પ્રધાનજીને અંદર મોકલો.

( પ્રધાનજી આવે છે અને નમે છે. )

પ્રધાનજી, આવો, તમારો પુષ્કર પણ અનંતારણ્યમાં ગયો ! શા માટે ગયો ? તમે શા માટે જવા દીધો ?

### પ્રધાન

જી પુષ્કર મારો રોક્યો રહ્યો નહિ.

### રાજા

પ્રધાનજી, હું હવે ઘરડો થયો છું. રાજપાટ કુંવરને સોંપી મારે હવે પરવારવું છે.

( રાણી પ્રધાન સામું જુએ છે. )

પ્રવેશ ૧ લો.

**પ્રધાન**

( ધીમેથી ) પણ મહારાજકુંવર આવે એટલે આપણે તૈયારીઓ કરીએ.

**રાજા**

હા, હું ભૂલ્યો. કુંવરના આવવાની રાહ તો જોવી જ જોઇએ ને ! પ્રધાનજી તમે ડાહ્યા છો. કહો જોઇએ—દૂર વન પાથર્યું પડયું છે એમાંથી કોઈ દિવસ કોઇ જતું આવતું સાંભળ્યું છે ?

**પ્રધાન**

ના મહારાજ.

( થોડી વાર કોઈ બોલતું નથી. )

**રાજા**

પ્રધાનજી તમે ડાહ્યા છો. અમારાં રાણીને સમજાવો, મ્હારા પિતાએ મરતી વખતે ધનના ઢગલા શું કામ ખડકાવ્યા ?

**પ્રધાન**

આપને બધી ખબર છે.

**રાજા**

ઠીક, પણ પ્રધાનજી કહો—તમે ડાહ્યા છો એટલે પૂછું છું. કુંવર ગયા ને જે નવો ભાટ આવ્યો એણે આજ શું ગાયું ?

**પ્રધાન**

આપને બધી ખબર છે.

**રાજા**

( પ્રધાન સામું તાકીને ) હું તો તમને પૂછું છું. તેણે ગાયું તે તમે સમજ્યા ?

પ્રધાન

જે અમારાથી ન સમજાય એ આપનાથી સમજાય.

રાજા

એ ભાટ કોઇને નથી ગમતો ખરૂં ?

પ્રધાન

મહારાજ, એ નવો છે એટલે જરા એમ લાગે.

રાજા

અને એ જૂનો ક્યારે થશે ?

પ્રધાન

થોડા મહીના પછી એ ય—

રાજા

ના, ના, કદી નહિ.

(થોડી વાર અટકીને)

રાણી, એણે એમ ગાયું—

અનંત સમંદરને બાથમાં ઘેરી લઇને
સમદરગઢ પર આણ જેણે ચલાવી છે.
રથ આરા ભાંગી જાય તહાં સુધી લડી લડી
અનંત-અરણ્ય ગઢ આંગણે પહોંચાડયું છે.
અનંત સમુદ્ર ગાજે, અનંત-અરણ્ય ઘોરે
એવી ઘોર ગર્જનાનું જીવન આ અનંત છે !
સમંદર ને અરણ્યને જીવનના તોફાને બાંધી
રથ આરા ભાંગી, આરા જીવનના એ બાંધે છે.

પ્રધાન

જી મહારાજ.

(રાજા આવેશમાં આવી જાય છે. થોડી વાર કોઇ બોલતું નથી.)

પ્રવેશ ૧ લો.

રાજા

( શાંત થતાં ) પ્રધાનજી તમારે જવું હોય તો જાઓ.

પ્રધાન

મહારાજ, આજે પેલા સન્યાસીને જે ધન આપવાનું કહ્યું છે તે ક્યાંથી આપવાનું છે? તીજોરી તો ખાલી છે.

રાજા

તીજોરીનાં તળીયાં તૂટે એટલું તો ધન છે. તમે ય રાણી જેમ લોભી!

પ્રધાન

મહારાજ ઓરંગઢનો રાજા આપણી પર ચઢાઇ કરવા લશ્કર ભેગું કરે છે.

રાજા

કરવા દો, આપણે લડવા જઈશું.

પ્રધાન

એની કુંવરીનાં લગ્ન આપણા મહારાજકુંવર જોડે કર્યાં હોત તો કંઈ નહોતું.

રાજા

ઠીક પ્રધાનજી, તમે ડાહ્યા છો.

રાણી

અને મહારાજ સન્યાસીને ધન--

રાજા

હું આપીશ.-પ્રધાનજી જઇને નવા ભાટને મોકલજો.

**પ્રધાન**

અત્યારે ?

**રાજા**

જઇને નવા ભાટને અત્યારે મોકલજો. ( પ્રધાન નમીને જાય છે )

**રાણી**

( થોડી વાર પછી ) કોઇ દિવસ નહિ ને આજે કેમ સન્યાસીને આટલું ધન આપવા કર્યું ?

( રાજા નીસાસો મૂકે છે. રાણી રાજા સામું જોઇ રહે છે. )

**રાજા**

( થોડી વારે ) દરવાન, દીવા અંદર લાવ.

**દરવાન**

જી હજૂર. ( દીવા લાવે છે. )

**રાજા**

ક્યાંઇ પડછાયો ન પડે એમ બધે દીવા મૂકો–(આમતેમ નજર નાંખી) રાણી, જોઇને સંન્યાસીએ કહ્યું કે કુંવર કોઇ દેવી જેવી કન્યાને પરણશે, અને ચક્રવર્તી રાજા થશે. × × ( બહાર દૂર દૃષ્ટિ નાંખતાં ) અને કુંવરને બાવીશમું વર્ષ જાય છે. ( રાણી રાજા સામું જોતી બેઠી છે.) આ બધા જોશ શે ખરા પડશે !

**રાણી**

મહારાજ, શા ?

**રાજા**

રાણી, તમે ડાહ્યાં છો. રાત વીતી છે. તમે ઉંઘી જાઓ.

**રાણી**

તમે આમ કયાં સુધી બેસશો ?

રાજા

બેસાય ત્યાં સુધી—દરવાન રાણીને એમના ખંડમાં લઇ જાઓ. રાણીજી તમે સૂઈ જાઓ. (ઉઆ થઇને) દરવાન બધા દીવા સાથે રાણીજીને લઇ જાઓ, એમને માર્ગ દેખાડો. × દીવાબત્તી લઇ જાઓ, બધાં બારીબારણાં ઉઘાડો, મારે અનંતારણ્ય જોવું છે.

રાણી

મહારાજ, આમ શે— ?

રાજા

રાણી, તમે જાઓ. રાજાનો હુકમ છે.

રાણી

મહારાજ, હુકમ માથે ચડાવું છું. પણ—( નમે છે. )

રાજા

તમે કોને નમો છો ? હું રાજા નથી.— દરવાન.

દરવાન

જી હજૂર. ( નમે છે. )

રાજા

પેલા ભાટને મોકલ. રાણી જાઓ. દરવાન, બધા દીવા લઇ રાણીજીને મૂકી આવ. ( દરવાન દીવાબત્તી સાથે રાણીને લઇ જાય છે. ચૌદશના ચંદ્રનું તેજ બારીબારણાઓમાંથી ઓરડામાં પડે છે. )

રાજા

( એકલો ) બસ, આ બસ નથી ?—બહુ થયું. ( કંઇ વિચાર આવ્યો હોય તેમ ) દરવાન, ભાટને દુધીઆ અગાશીમાં મોકલજે,

બીજો દરવાન

જી હજૂર.

( રાજા જાય છે. )

( દરવાન દિઙ્મૂઢ જેવો ઉભો રહે છે. )

( પડદો પડે છે. )

## પ્રવેશ ૨

### રાત પહેલી

સ્થળઃ—દુધીઆ અગાશી. રાજા અગાશીમાં આમતેમ ફરતો દેખાય છે. પછી અગાશીના એક ખુણાની કોર ઉપર બેસે છે.

રાજા

કુંવરને બાવીસમે વર્ષે ઘાત છે. પહેલાં પોતાનામાં સંતોષ આમવા બધું કરીએ પછી બીજાનામાં!

બીજો દરવાન

જી હજુર, ભાટ આવ્યા છે.

રાજા

તું જા.

(દરવાન નમીને જાય છે. ભાટ આવતાં નમે છે.)

રાજા

મેં અત્યારે તને ખુશામત કરવા નથી બોલાવ્યો.

ભાટ

( ઉભો ઉભો ) અન્નદાતા, હું રાતે કોઇની ખુશામત કરતો નથી.

રાજા

( સમજતો ન હોય એમ ભાટ સામે જોઇને ) રાતે નહિં ત્યારે દહાડે કરે છે ?

ભાટ

અન્નદાતા, દિયે દુનિયાને હું મારી જાત વેચું છું.

રાજા

ત્યારે મૃત્યુ એ રાત છે નહિં ! મરતી વખતે કોઇની ખુશામત ન કરવી.

ભાટ

અન્નદાતા, મારે મન તો જીવવું એ રાત છે.

રાજા

( કંઈક સમજ્યો હોય તેમ ) ભાટ, તું ભાટ ક્યારે થયો ? કેવી રીતે થયો ?

ભાટ

અન્નદાતા, એક વાર મરવા પડયો હતો, ને મનમાં થયું, કે ભાટ થયા વગર દુનિયામાં કાંઇ નથી. ત્યારથી હું ભાટ થયો.

રાજા

મોતે તને ભાટ કર્યો ?

ભાટ

અન્નદાતા, જીવ્યો એટલે ભાટ થયો.

( થોડી વાર કોઇ બોલતું નથી. )

પ્રવેશ ૨ જો.

રાજા

ભાટ! તું મને અન્નદાતા કેમ કહે છે?—ભાટ, કહે જોઈએ—હું રાજા જેવો લાગું છું?

ભાટ

(જરા આડું જોઈને) દેરીના દેવ ઘરડા થાય ત્યારે માણસ જેવા માણસ લાગે.

રાજા

(થોડી વાર રહીને) દેવ અને રાજા તો જુવાન જોઈએ ખરું? ભાટ આજે તેં ગાયું હતું તે ફરી વાર ગા.

ભાટ

(ખિન્ન અવાજે) અન્નદાતા, મનની ઉલટ વગર શું ગાઉં?

રાજા

(વિચાર કરતો) અમે રાજા, અમારે જ ખુશામત જોઈએ છીએ—ભાટ, મનની ઉલટ કેવી આવે! (થોડી વારે) બાપ દીકરાને જૂએ ને મનમાં ઉમળકો આવે એવી ખરી!

ભાટ

અન્નદાતા, એવી ય ખરી થોડી.

રાજા

ભાટ, મારો દીકરો તો દૂર છે.

ભાટ

અન્નદાતા, દૂર હોય ત્યારે ઉલટ વધારે આવે.

રાજા

અને શું પાસે આવે ત્યારે કાંઈ નહિ?

ભાટ

અન્નદાતા, એ જ દુ:ખ છે.

( થોડી વાર કોઇ બોલતું નથી. )

રાજા

ઠીક, તું જા.

ભાટ

અન્નદાતા. ( નમે છે. જાય છે. )

રાજા

( એકલો ) એ એમ ભાટ થયો છે. હું એમ કોઇ દિવસ રાજા ન થયો. મારો કુંવર એવો રાજા થશે. પણ—( નિશ્વાસ નાંખે છે.) કુંવરને બાવીસ વર્ષ થવા આવ્યાં છે.

( બહાર નીચે ગરબડ થાય છે. )

( એકદમ સ્વસ્થ થઇને ) દરવાન, આ બૂમાબૂમ શાની ?

( દરવાન હાંફતો અંદર આવે છે. )

દરવાન

જી, અ–ન્ન—દા–તા–. હ–જૂ–ર—.

( પગે પડે છે. )

રાજા

અમથો પગે શાનો પડે છે ?

(દરવાન ધ્રૂજતો ઉભો રહે છે.)

દરવાન

જીવદાતા—.

રાજા

દરવાન ! ( બીજો દરવાન આવે છે )

બહાર શું છે ?

પ્રવેશ ૨ જો.

દરવાન

ખાવિંદ, કુંવર .

રાજા

તે બોલ.

બીજો દરવાન

કુંવર-અમદાતાનાં—

પહેલો

બીજો

(સાથે) માણસો આવ્યાં છે.

રાજા

(સ્વસ્થ બેસી રહીને) દરવાજા કોણે ઉઘાડ્યા? રાજહુકમ હતો કે કોઇ આવે, તો દરવાજા બંધ રાખવા. એ હુકમ કોણે તોડ્યો? એને પકડી લાવો.

બીજો દરવાન

(નમી નમીને) પ્રધાનજી બહાર ગયા ને દરવાજા ઉઘડ્યા એટલે માણસો અંદર આવ્યાં.

રાજા

પ્રધાનજીને રાજમહેલમાંથી અત્યારે કેમ જવા દીધા? અત્યારે જવા દેવાય નહિ. બોલાવો એમને પાછા. (બીજો દરવાન નમીને જાય છે) દરવાજા બંધ રાખો. કાંઇ અવાજ કાને પડશે તો રાજા સજા કરશે. (દરવાન જાય છે. સાજ ઠસો થાય છે. રાણી આવે છે.)

રાણી

(ગભરાયેલે અવાજે) મહારાજ! મહારાજ!

રાજા

કેમ રાણી પાછાં? દરવાન, મશાલ લાવ, રાણી આવ્યાં છે. (મશાલી મશાલ લાવે છે) કેમ રાણી?

રાણી

હાય! મહારાજ! મહારાજકુંવરનાં માણસો એકલાં આવ્યાં!

રાજા

એ તો આવેજ ને! દરવાજા ઉઘડયા ને આવ્યાં.

રાણી

હાય! મારા કુંવર!

રાજા

તમારે તો કુંવર છે. × × (બહાર નજર નાંખીને) મને ખબર હતી, કુંવર અનંતારણ્યમાં ગયા છે.

રાણી

મહારાજ, મહારાજ, (ધુંટણીએ પડતાં) મને આમ શું કરવા દુઃખી કરો છો? એ પણ મારા જ કુંવરને!

રાજા

(રાણી સામું તાકીને) તમારા કુંવર હોય તો મશાલમાં હાથ ધરો જોઇએ. (રાણી જરા ખચકાઇ ઉભી રહે છે, ત્યાં રાજા આગળ આવી પોતાનો હાથ મશાલમાં ધરે છે. પોતાનો હાથ જરા કાળો પડે છે એટલે રાણીને બતાવતાં) રાણી જુઓ આ. (રાણી પોતાનો હાથ ધરવા જાય છે, પણ રાજા રાણીનો હાથ ઝાલી રાખે છે.) સ્ત્રીનો હાથ બળાય નહિ. (થોડી વાર રહીને) રાણી તમે તો ઉંઘ્યાં હતાં ને? (દરવાનને) પ્રધાનને જતાં આટલી વાર કેમ થઇ?

પ્રવેશ ૨ જો.

રાણી

મહારાજ, માણસો આવ્યાં ને ખબર પડી તે ચાર પ્રા ઊડી ગયા.

રાજા

(ધીમે સાદે) રાણી, જાઓ સૂઈ જાઓ. ઉજાગરો નડશે.

રાણી

મહારાજ, આપને આમ મૂકી નહિ જાઉં.

રાજા

(તદ્દન સ્વસ્થ અવાજે) મને કશું નથી.

રાણી

ત્યારે તમે પણ ચાલો.

રાજા

મારે કામ છે, તમે જાઓ. દરવાન, રાણીજીને મૂકી આવ.

બીજો દરવાન

(આવતાં-નમીને) જી હજૂર, પ્રધાનજી દરવાજે આવીને ઉભા છે. પહેરેગીર દરવાજો ઉઘાડવા ના પાડે છે.

રાજા

રાજાનો હુકમ છે કે દરવાજા બંધ રાખો. પ્રધાનને કહો રાજાજીએ કહ્યું છે અનંતારણ્ય સામે બેસી રાત્રિ ગાળે.

(બીજો દરવાન દિઙ્મૂઢ બનીને જાય છે.)

દરવાન, રાણીજીને મૂકી આવો. રાણી સુખેથી ઉંઘો.

રાણી

( દુઃખી થતે અવાજે ) જેવી મહારાજની આજ્ઞા !

( નમીને મશાલી અને દરવાન સાથે રાણી જાય છે. )

(રાજા એકલો આમ તેમ ફરે છે અને હરઘડી બહાર જૂએ છે.)

રાજા

(દૂર ટેકરી પર બળતું દેખાય છે) આ રાજમહેલ બળે તો ! આ રાજમહેલને બળતાં કેટલી વાર લાગે ?

દરવાન

જી હજૂર.

રાજા

હોકો લાવ. (દરવાન નમીને બહાર જાય છે). (એકલો) પણ હોકો હું જ ભરીશ—દરવાન દેવતા લાવ.

દરવાન

જી હજૂર. (દેવતા, હોકો વગેરે લાવે છે. રાજા નીચે બેસે છે ને હોકો ભરતાં જરા દાઝે છે.) ઘણીખમ્મા અન્નદાતા.

(બહાર નીચે કોલાહલ થાય છે )

રાજા

પાછો આ ઘોંઘાટ શો ? દરવાન, દરવાન (બીજો દરવાન આવે છે) ખબર કેમ લાગી.

બીજો દરવાન

(શબ્દો મ્હોંમાં માતા નથી) અન્નદાતા, મહારાજકુંવર આવ્યા !

રાજા

( જેમ બેઠા છે એમજ બેસી રહીને ) દરવાજા કોણે ઉઘાડયા ? રાજાનો હુકમ કોણે તોડયો ? જાઓ પકડી લાવો એને.

પ્રવેશ ૨ જો.

( બીજો દરવાન જાય છે, ત્યાં સામેથી એક ચોકીદાર આવે છે, એટલે દરવાન પાછો વળે છે. ) દરવાજા કોણે ઉઘાડયા ?

પહેરેગીર

( ગભરાઇ જઇને ) દરવાજા ઉઘાડ્યા નહોતા, અન્નદાતા. ( પછી જરા સ્વસ્થ થઇને ) પણ ઘોડાને ગઢની રાંગ ઠેકાવી કુંવર અંદર કૂદી પડયા !

રાજા

અહિંથી જાઓ. દરવાજા બંધ રાખો.

( બધા નમી નમીને જાય છે. )

( એકલો ) અનંતારણ્ય ! કુંવર !

( પડદો પડે છે. )



# પ્રવેશ ત્રીજો

## પહેલી રાતનું મોડું પરોડીયું

( સ્થળ:—રાજમહેલના કિલ્લા બહાર )

( એક પહેરગીર આમતેમ ફરતો દેખાય છે. )

**પહેલો પહેરેગીર**

( ઉભો રહીને ) કોણ ?

**બીજો પહેરેગીર**

એ તો હું.

**પહેલો**

અલ્યા કેમ ?

**બીજો**

હું પહેરો ભરતો હતો ને ડુંગરમાં દવ લાગ્યો. મારો કુતરો ભસવા માંડયો.

**પહેલો**

તે?

બીજો

તે બળતાં આડે મેં કુંવરને કૂદતાં જોયા.

પહેલો

હં—

બીજો

કુંવર પછવાડે એમને ઝાલીને કોઇ બેઠું હતું.

પહેલો

કોણ ?

બીજો

એ તો દૈ' જાણે કોણ!

પહેલો

એનું આપણે શું ? લે. ( ચલમ આપે છે. ) હવે પાછી એની એ મોકાણ. જંપીને ઉંઘવાનું ય નહિ મળે.

બીજો

મારી તો રાતની વારી ઉતરે છે. પણ અલ્યા કુંવર રાજા થશે ત્યારે કેવા થશે ?

પહેલો

ત્યારે મારે તો પહેરેગીરી કરવી નથી.

બીજો

તો શું કરીશ ?

પહેલો

ઘેર થોડી જમીન છે તે ખેતી કરી ખાઇશ.

બીજો

તો અલ્યા મને સંભારજે.

પહેલો

સંભારીને શું કરૂં? બૈરી-છોકરાં હોય તે!

બીજો

અલ્યા હું એકલો ભારે નહિ પડું.

પહેલો

ઠીક હજી જવા તો દે.

( હોઢીની અંદરથી દાસીઓ બોલે છે )

દાસીઓ

બારણાં ઉઘાડો. બારણાં ઉઘાડો.

પહેલો

લે આ મોકાણ. હજી તો રાત છે.

પહેલી

( અંદરથી ) ના દહાડો ઉગવા આવ્યો છે.

બીજી

( ,, ) ને મહારાજ કુંવર આવ્યા છે.

ત્રીજી

( ,, ) સાથે વહુમા લાવ્યા છે.

બધાં

( ,, ) અમારે નાવણ મોકલવું છે.

**પહેલો**

પણ હજી દિ' ઉગ્યો નથી. રાજાજીનો હુકમ છે કે દરવાજા બંધ રાખવા

**પાંચમી**

( અંદરથી ) રાજાજીએ કહ્યું છે આજ દહાડો વહેલો ઉગાડવો.

**બીજી**

( ,, ) મોંસૂઝણું થવા આવ્યું છે.

**પહેલો**

અત્યારે દરવાજા નહિં ઉઘડે.

**પહેલી**

( અંદરથી ) રાજાજી દંડ કરશે.

**ત્રીજી**

( ,, ) રાણીજી વઢશે.

**બીજી-ચોથી**

( ,, ) બારણાં ઉઘાડો.

( અંદરથી બધાં બૂમો પાડે છે પહેરેગીર આગળો ને સાંકળ ઉઘાડે છે. દાસીઓ એક પછી એક બહાર આવે છે )

**બીજો**

( પહેલાને ) આ છોકરીઓનો કકળાટ !

**પાંચમી**

( પહેલા પહેરેગીરને ) મહારાજકુંવર ક્યાંથી કુદ્યા ?

**પહેલો**

( બેદરકારીથી ) આને પૂછો. એણે દવ આડે જોયા.

બીજો

( કોઇ ખાસ જગ્યા બતાવ્યા વગરે ) ત્યાંથી.

પહેલી

દવ આડે! અરરર—

બીજી

અરરર—બળતાં આડે જોયા!!

( પછી બધી દાસીઓ જાય છે. )

પહેલો

અલ્યા! કુંવર વહુને લઇ આવ્યા!

( પડદો પડે છે )

## પ્રવેશ ૪ થો

### રાત બીજી

(સ્થળઃ—એક ન્હાનો બારીઓ વગરનો, ભોંયરાનો અંધારીઓ ઓરડો. અંદર એક તેલનો દીવો બળે છે. રાણી અને એક દાસી બેઠાં છે.)

રાણી

જો બીમા, તું મારી વિશ્વાસુ છે. ઇશ્વર કરે ને પાર પડશું તો તારૂં કર્યું મારી ધ્યાન બહાર નહિ જાય.

દાસી

બા, એ મને કયાં ખબર નથી ? તમે અહિ આવ્યાં ત્યારની હું તમારી જ ચાકરીમાં હાજરાહજૂર છું.

રાણી

મારે તો એટલુંજ જોઇએ છીએ. પ્રધાનજી કયારે આવશે ? રસ્તો બહુ આડોઅવળો છે.

દાસી

મેં એમને દેખાડયો છે.

રાણી

ત્યારે તો હવે આવવા જોઇએ, (બન્ને કાન માંડે છે.) ઠીક,

પછી–( ધીમેથી ) ભીમા, કોઇ આવતું જણાય છે. પત્થર પર પગ છે. ( થોડીવાર રહીને ) ને પગલાં પાસે આવે છે.(બારણામાંથી પવનનો સપાટો આવે છે. અને દીવો તદ્દન ઝીણો થઈ જાય છે. દાસી ચીસ પાડવા જાય તેના પહેલાં રાણી એનું મોં દાબી દે છે અને અંધારામાં એક માણસ પસાર થઈ જાય છે. એણે આખે ડીલે ઓઢેલું છે, પગલાં પાછાં દૂર શમી જાય છે. દીવો પાછો સરખો છે. દાસી હેબકાઇ ગઇ છે.)

દાસી

બા, એ કોણે હશે ?

રાણી

એ તો કાનના ભણકારા.

દાસી

બા ! કાનના ધબકારા ! પવનનાં પગલાં ! બા ! રાજાજીનો ઓળો નહિં !

રાણી

જો જોઇએ પ્રધાનજી આવે છે ?

( દાસી રાણી સામું જોઇ રહે છે. રાણી જરા બહાર જાય છે ત્યાં પ્રધાન આવે છે ) પ્રધાનજી, આવો. ઠીક આવ્યા. એ કોણ હતું ?

પ્રધાન

ના, માજી એ તો ખાલી પડઘા.

દાસી

રાજાજીનો ઓળો.

રાણી

પ્રધાનજી, વાત કરવાનો બહુ વખત નથી. ( રાણી દાસી સામું જૂએ છે, એટલે એ બીતી બીતી ઉઠીને બહાર જાય છે.) પ્રધાનજી, કુંવર તો પાછા આવ્યા. શું કરશું ?

**પ્રવેશ ૪ થો.**

**પ્રધાન**

કુંવરથી એમ જંગલમાંથી ગમે તેવી ગાંડીને વહુ કરી લવાય નહિં. એ રાજની રીત નથી. એનાથી ગાદીએ બેસાય નહિ.

**રાણી**

એથી મ્હારા કુંવરને શું ? એ જીવતો હોય ત્યાં સુધી—

**પ્રધાન**

હં—.

**રાણી**

તમે માગું લાવ્યા ત્યારે મારાથી રાજાને જે કુંવર થાય તે ગાદીએ બેસશે એવું વચન આપ્યું હતું. હવે એ વખત આવ્યો છે.

**પ્રધાન**

બોરગઢનો રાજા લશ્કર ભેગું કરે છે. કુંવરને એની સામે મોકલે એમ તમારે કરવાનું છે.

**રાણી**

હા, એનું લશ્કર બહુ મોટું છે. અને એ રાજાને પણ કહેણ મોકલવું જોઇએ કે આપણે એમનાં હિતમાં છીએ.

**પ્રધાન**

પણ બોરગઢનો રાજા જીતે તેમાં આપણને—?

**રાણી**

કહેણમાં મારા કુંવર તરફથી એમની દીકરી દેવીકુમારીનું માગું કરીશું.

**પ્રધાન**

હા, એટલે બધું બંધ બેસશે. પણ ધારો કે કુંવર જીતીને આવે તો ?

રાણી

એનો ય આપણે વિચાર કરવો જોઇએ.

પ્રધાન

તમે શું કહો છો ?

રાણી

સાથે હું કહું તે માણસો મોકલજો અને કુંવર જીતે તો—લશ્કરમાં સમજ્યા ?

પ્રધાન

ઠીક. તમારી અને ઇશ્વરની ઇચ્છા હશે તો બધું થશે.

રાણી

પ્રધાનજી, કશું મુલતવી રાખશો માં.

પ્રધાન

મારા મનમાં ય બહુ લાય છે. એની પૂંઠે પુષ્કર પણ ગયો. ઘડપણમાં હું કોને શું કહેવા જાઉં ! અને કુંવર હવે પુષ્કરનું નામ પણ લેતો નથી.

રાણી

હવે શું કરવા સંભારે ! તમે આટલું પાર ઉતારશો તો પ્રજા માથેથી પણ ભાર ઉતરશે.

પ્રધાન

પ્રજાનાં નશીબ જોર કરશે તો સૌ સારાં વાનાં થઇ રહેશે.

રાણી

પ્રધાનજી, હવે તમે જાઓ. હું રાજાજી પાસે જાઉં છું. જો એ બોલાવે તો આવજો.

**પ્રધાન**

ઠીક માજી. ( પ્રધાન જાય છે. એટલે દાસી અંદર આવે છે. )

**રાણી**

બામા, કોઈને કશું કહેતી નહિ.

**દાસી**

ના બા, જીવ સાટે મનમાં રાખીશ.

( દાસી કોડીયું લેવા જાય છે ત્યાં તેલ ઢળે છે. )

**રાણી**

(દાસીને તમાચો મારતાં) અત્યારે ઢોળવાનું સૂઝ્યું ?

(બન્ને જાય છે.)

( પડદો પડે છે. )



## પ્રવેશ ૫ મો

### રાત બીજી

સ્થળઃ—( પ્રવેશ પહેલાનો ઓરડો. રાજા બેઠા છે. )

**રાજા**

( એકલો ) ઠીક, આયુષ્યને ગમ્યું તે ખરૂં ! બાળાનાં નામનિશાનની ખબર નથી. નથી એના માબાપની ખબર. કહે છે એ જેને બાપા કહેતી એ અનંતરાણ્યમાં રહે છે. હશે, કુંવરને ગમ્યું તે ખરૂં. કુંવર મોટા થયો છે; ( થોડી વાર અટકીને )હું ઘરડો છું. પણ હું ન્હાનો હોત ને અનંતારણ્યમાં ગયો હોત તો કોને ખબર મેં શું ન કર્યું હોત ? લોકો કહેશે રાજાના કુંવરથી તે આમ પરણાય ! લોક ગમે તે કહે. હું રાજ્ય માટે પરણ્યો. લોકોએ મને શું બહુ વખાણ્યો ?

(રાણી આવે છે અને નમે છે.) રાણી આવો.

**રાણી**

( બેઠા પછી થોડી વારે ) મહારાજ, કુંવરથી આમ કોઈને લવાય ?

રાજા

કેમ ન લવાય ?

રાણી

કુળ નથી જોયું, વંશ નથી જોયો. માબાપની ખબર નથી. એમ રાજમહેલમાં કોઇને ક્યાંથી લવાય ?

રાજા

મેં તમારાં કુળ, વંશ, માબાપ જોયાં, તે શું તમે બહુ સારાં છો ?

રાણી

(રાણી ઝંખાઇ જાય છે. પણ થોડી વારે સ્વસ્થ થઈને) બાળાને રાજકુળની રીતની તો કાંઇ ખબર નથી. મહારાજ, કુંવરને બોલાવીને જરા કહેવું જોઇએ.

રાજા

શા માટે ?

રાણી

કુંવરને જરા રસ્તે ચડાવવા જોઇએ. વંશ આમ ઉતારી ન પડાય.

રાજા

વંશવેલો ઉતારી ન પડાય, કુંવરથી તો કુંવરી જ પરણાય ! ! કેમ જાણ્યું એ કુંવરી નહિ હોય ?

રાણી

પણ એ કુંવરી છે—

રાજા

એની ક્યાં ખબર છે ? ખરી વાત. રાણી, તમે ડાહ્યાં છો.

રાણી

અને કુંવર સૈન્યમાં પણ જતા નથી.

રાજા

પહેલાં બહુ જતો હતો, અને હવે થોડું જાય છે.

(વિચારમાં ઉતરી જઇને) જુવાનને મન સ્નેહ એ જ આખું જીવન લાગે છે. (રાણી સામે જોઈને) પણ તેથી શું ?

રાણી

આમ કરશે અને ગાદી મળશે, ત્યારે પ્રજા શું સુખી થશે ?

રાજા

એમ, તમને પ્રજાનું બહુ દાઝે છે ?—દરવાન.

દરવાન

જી હજૂર. ( નમે છે. )

રાજા

પ્રધાનજી હોય તો બોલાવો.

રાણી

(દરવાનને) પ્રધાનજીને બોલાવ.

(રાજા રાણી સામું જુએ છે.)

રાજા

(કટાક્ષમાં) દરવાન, પ્રધાનજીને કહો, રાણીજી બોલાવે છે.

(રાણી ઝાંખી પડી જાય છે.)

દરવાન

જી હજૂર. ( જાય છે. )

રાણી

મહારાજ—!

રાજા

રાણી, કહો જોઇએ આપણા લોકો સુખી છે કે દુ:ખી?

રાણી

એ મને શી ખબર? પ્રધાનજી જાણે, ને તમે જાણો.

રાજા

અને બોરગઢનો રાજા લશ્કર ભેગું કરે છે, તે કોણ લડવા જશે?

રાણી

મહારાજ, આપ જેને આજ્ઞા કરો તે; પછી ભલે તે ગમે તે હોય.

રાજા

રાણી, તમારૂં જવાહીર લોકોમાં વહેંચવા આપશો? આપણે લડવા જવું છે.

રાણી

જે મારૂં છે તે બધું તમારૂં ને લોકનું જ છે,

દરવાન

(આવીને નમે છે.) જી અન્નદાતા, પ્રધાનજી આવ્યા છે.

રાજા

એમને આવવાની ક્યાં કોઇ દિવસ ના છે?

(પ્રધાનજી આવે છે અને નમે છે.)

પ્રધાનજી કુંવર આવ્યા છે.

પ્રધાન

જી મહારાજ, મારો પુષ્કર આવ્યો હોત તોપણ મને એટલો આનંદ ન થાત.

રાજા

મારે હવે ગાદી જોઇતી નથી. તમે તૈયારી કરો કે આપણે કુંવરને ગાદીએ બેસાડીએ.

પ્રધાન

મહારાજ—.

રાજા

પ્રધાનજી, જે કહેવું હોય તે કહો.

પ્રધાન

આ પ્રસંગ ઉત્સવનો નથી. દુશ્મનનું લશ્કર વેળુના વાદળ જેમ દાટતું આવશે.

રાજા

( પ્રધાન સામું તાકીને ) અને કેમ જાણ્યું વેળુના વાદળ જેમ પવનના સપાટે ઘસડાઈ નહિ મરે ?

પ્રધાન

પણ આપણી પાસે એટલું ધન નથી. રાજ્ય અરધું થઇ ગયું છે, અને માણસોમાં અસંતોષ છે.

રાજા

કેમ ? લડવા નહિ આવે ?

પ્રધાન

બધે અસંતોષ છે.

રાજા

સમુદ્રગઢનો રાજા કહે અને લોક કેવાંક નથી ઉઠતાં તે હું જોઇશ.

પ્રધાન

અને એટલું ધન ?

રાજા

રાણી પોતાનું જવાહીર આપવાનાં છે.

રાણી

( મ્હોંમાંથી માત્ર શબ્દો નીકળતા હોય તેમ.) મહારાજ, જે મારૂં છે, તે બધું તમારૂં અને લોકનું જ છે.

પ્રધાન

અને લસ્કર કોની સાથે મોકલીશું?

રાજા

આપણા સામંત સાથે.

પ્રધાન

રાજવંશી માણસ કોઇ નાહ જાય, તો આ વખતે સૈન્યમાં ફુટ પડવા સંભવ છે.

રાજા

ત્યારે હું જાઉં ? ( પ્રધાન સામે જોઇ રહે છે )

પ્રધાન

મહારાજકુંવરને મોકલવા પડશે. એક વાર પોતાનું વીરત્વ દેખાડયું હતું, અને હવે પાછું દેખાડીને રાજગાદીએ આવશે તો લોકોને બહુ પ્રિય થશે.

રાજા

( બેદરકારીથી ) કુંવરનું શરીર એ ગાદીપર બેસે નહિ ત્યાં સુધી અરપર્ય્ય છે.

પ્રધાન

તો પછી કોણ જશે?

રાજા

આપણા સામન્ત.

(થોડી વાર કાઇ બોલતું નથી.)

પ્રધાન

(નિરાશ થયો હોય તેમ) જેવી મહારાજની ઇચ્છા.

રાજા

પ્રધાનજી હવે જાઓ. કુંવરને ગાદીએ બેસાડવાની તૈયારી કરો. અને એ બધું પૂરૂં થઈ રહે ત્યાં સુધી અહીં જ રહેજો. (રાણી પ્રધાન સામે જૂએ છે. રાજા રાણી સામે જૂએ છે.) કેમ રાણી ઠીક ને ?

પ્રધાન

(નિશ્વાસ નાંખીને) અમથું ય પુષ્કર વિનાનું મારૂં ઘર સૂનું છે.

રાજા

પ્રધાનજી, નિરાશ શું કામ થાઓ છો ? કુંવર જેમ, પુષ્કર પણ વહુ લઇ આવશે. (પ્રધાન નમીને બોલ્યા વગર જાય છે.)

રાણી

મહારાજ, એવું શું બોલો છો ? પ્રધાનજીને કેટલું ખોટું લાગે !

રાજા

(તદ્દન તટસ્થ રીતે) એમાં શું ?

રાણી

મહારાજ, આપણા કુંવર હેમખેમ આવ્યા, અને પુષ્કર વિષે એમ બોલો, તે પ્રધાનને દાઝ્યા ઉપર ડાંભ જેવું લાગે ના ?

રાજા

વીરને દાઝયા ઉપર ડાંભ દુ:ખ દેતો નથી. ( પોતાનો જે હાથ મશાલમાં ધર્યો હતો તે બતાવે છે. ) અને કેમ જાણ્યું કુંવર અહિ હેમ-ખેમ રહેશે ? (રાણીને તાગી જોતો હોય એમ એના સામે જુએ છે. ) રાણી જાઓ તમે સૂઇ જાઓ. દરવાન, રાણીજીની સાથે જાઓ.

રાણી

મહારાજ આપ ક્યારે આવશો ?

રાજા

થોડી વારે. ( રાણી નમીને જાય છે. રાજા એકલો પડેછે એટલે આમ-તેમ ફરે છે, ) × કહે છે અનંતા યુવાવસ્થામાં છે અને બહુ સુન્દર છે, પણ એ સૌંદર્ય ક્યાંક સુધી ટકશે ? કુંવર બધી વાતમાં આમ કરે છે, એ ક્યાંક સુધી આમ કરશે ? વનમાં ઉછરેલી બાળાને અહિં સંકડામણમાં ગમશે ? કોણ જાણે શો સંદેશો લઇને એ આવી હશે !

દરવાન

જી હજૂર. મહારાજકુંવર—.

રાજા

( વિચારમાં ને વિચારમાં, સાંભળ્યું ન હોય તેમ ) કોઇ મહારાજકુંવર આયુષ્યને બોલાવો.

દરવાન

જી હજૂર. મહારાજકુંવર આવે છે.

રાજા

એમને અંદર મોકલ.

દરવાન

જી હજૂર. (નમે છે અને જાય છે)

( મહારાજકુંવર આયુષ અંદર આવે છે ડીલપર નીચે સુરવાળ, ને ઉપર સદરો છે. ભેટમાં તરવાર છે, વાળ લાંબા છે, શરીર કદાવર છે, પણ મોં કુમળું છે. )

કુંવર

બાપુ, નમું છું.

રાજા

બેટા સુખી થા ને ખૂબ જીવ. (કુંવરનું માથું સૂંઘે છે.) અત્યારે કેમ આવ્યો ?

કુંવર

સૂતો હતો ને જાગી જવાયું. તમને એક પૂછવા આવ્યો છું.

રાજા

( સ્નેહથી ) શું ?

કુંવર

(બહુ જ ઇંતેજારીથી) બાપુ, મારા દાદા કેવા હતા ?

રાજા

( ગંભીર થઈ જઇને ) કુંવર–આયુષ, દાદા રંગે ઘઉંવર્ણા, ગુણવાન, જોરાવર ને રજપુતને છાજે એવું એમનું રૂપ હતું.

કુંવર

આજ અત્યારે મેં જોયા.

રાજા

( સ્વસ્થ થતો ) ક્યાં !

કુંવર

સ્વપ્નામાં.

રાજા

( ગંભીર ચિત્તે ) પછી ?

કુંવર

મને કહ્યું હું તારો દાદો થાઉં.

રાજા

( જરા વિસ્મય પામતાં ) પછી ?

કુંવર

કહ્યું-તું અહીં રહીને શું કરે છે? મારી સાથે ચાલ.

રાજા

(ઉંડેથી) હં—. બરોબર. (પાછો હળવે મને) બેટા એ તો હું યુદ્ધમાં જા એટલા માટે. તો તું યુદ્ધમાં જઇશ ને ?

કુંવર

હા બાપુ, હું જઈશ. મને અહિં નથી ગમતું.

રાજા

તને તો એ જ છાજે. સૈન્યની સાથે સામન્તની ઉપર સેનાપતિ થઇ લડવા જજે. બેટા હવે જઇને સૂઇ જા.

કુંવર

બાપુ, યુદ્ધમાં કયારે જવાનું છે ?

રાજા

હું કહું ત્યારે.

કુંવર

બાપુ, હું જાઉં ? ( નમે છે. )

રાજા

( વિચારમાં ) શું ? બેટા આયુષ, તને અહિં નથી ગમતું ?

કુંવર

બાપુ, આ રાજમહેલ હવે મને નથી ગમતો.

રાજા

( કુંવર સામે જોઇ રહીને ) કેમ ?

કુંવર

(થોડું નીચે મોં ઘાલી બોલે છે—પછી વળી બારીમાંથી બહાર જોતો બોલે છે.) બાપુ, દહાડો ઉગ્યો ને અનંતાએ કહ્યું, કે આ બધાં ચાકરોમાં શે રહેવાય ? અને રાતે દીવા તો એને આંધળી કરી મૂકે છે. ને આજે તો એક પથ્થર ઉંચકી એણે મને નીચેનું ઘાસ બતાવ્યું. કેવું, પીળુ, ફીક્કું, મરેલું અને એ કહે છે આ બધાં માણસો આમ ચગદાઇ મર્યા છે ! બાપુ, પથ્થર નીચલું ઘાસ મેં કોઇ દિવસ જોયું નહોતું.

રાજા

બેટા આયુષ, તું લડવા જા.

કુંવર

બાપુ, તમે કહો છો, ને હું ના પાડીશ ? ( નમે છે. )

રાજા

ઠીક. બેટા, સારી ઉંઘ કાઢજે. આગળ કામ બહુ છે. અને હવે જો દાદા આવે તો કહેજે, બાપુ પાસે મોટા દાદાને મોકલે.

કુંવર

( જતાં જતાં ) હે., બાપુ. ( નમીને જાય છે. )

રાજા

(એકલો) સમુદ્રવંશના દરેકને એમના દાદા બોલાવવા આવે જ છે! (ઉઠે છે, આમતેમ ફરે છે.) × × આ સૃષ્ટિ એક છે, પણ વનમાં ઉછરેલી બાળાની દૃષ્ટિ કેવી છે? × × બેટા, આયુષ, તું લડવા જા અને મર તો રજપુતની જેમ મરજે. (પાછાં ફરી અનંતારણ્ય તરફ જૂએ છે.) અનંતા–અરણ્ય (નિશ્વાસ નાખે છે) કૃષ્ણપક્ષના ક્ષીણ થતા ચંદ્રની સાથે કુંવર લડવા જાય છે! દરવાન, બધી બત્તીઓ કર. (દરવાન આવે છે ને કેટલીક બત્તીઓ પ્રગટે છે.) હવેથી આ ઓરડામાં દીવા પ્રગટેલા જ રાખજે.

દરવાન

જી હજૂર. (નમે છે.)

રાજા

દરવાન, કુંવર લડવા જશે.
(દરવાન બોલ્યા વગર છેલ્લી બત્તી કરી પાછો જાય છે.)

રાજા

(આવેશમાં આવી જઇને) પાછો શું હઠે છે?

(પડદો પડે છે.)



## પ્રવેશ ૬

### રાત સાતમી

(રાજમહેલનો એક ઓરડો. અનંતા બારી પાસે બેઠી છે. કુંવર લડાઇના પોશાકમાં આવે છે.)

### કુંવર

અનંતા આમ તો જો. અનંતા! તારી રજા લેવા આવ્યો છું. હું સેનાપતિ થઇ સૈન્યને લઈને જાઉં છું. બાપુએ કહ્યું છે. (અનંતા બહાર જોયા કરે છે)

### અનંતા

(કુંવર સામું જોયા વગર) તે તમે ક્યાં જશો?

### કુંવર

દુશ્મનનું સૈન્ય પડયું હશે ત્યાં જઇ એને હરાવીશ.

### અનંતા

(કુંવર સામે જોતી) તમારે નથી જવું. લોકો મફતના મરી જશે.

કુંવર

હા. લોહીની નદીઓ વહેશે, સૂરજ લાલ તપશે ને દુશ્મનને હું હરાવીશ.

અનંતા

ના, તમારે નથી જવું.

કુંવર

પણ હું તરત પાછો આવીશ. (થોડી વાર અટકીને) મ્હારે જવું જોઇએ.

અનંતા

શા માટે ?

કુંવર

રજપુતનો ધર્મ છે.

અનંતા

શો ?

કુંવર

લડવાનો.

અનંતા

દુનિયામાં કાંઇ બીજો કોઇ ધર્મ નથી તે રજપુતને લડવાનું સુઝ્યું ?

કુંવર

લડવું ને રાજ્ય કરવું એ એમનો ધર્મ છે.

અનંતા

લડવું ને રાજ્ય કરવું ?

કુંવર

હા, દુશ્મનની સામે લડવું અને પ્રજા પર રાજ્ય કરવું.

અનંતા

શા માટે પ્રજા ઉપર—!

કુંવર

તું આ શું પૂછે છે? પ્રજાને સુખી કરવા, ને દુશ્મનથી બચાવવા.

અનંતા

તો દુશ્મને ય ન હોય ને પ્રજા ય ન હોય તો કેવું સારૂં? પછી શું કામ રાજ્ય કરવું? પછી શું કામ લડવું?

કુંરવ

પણ એમ તે બને! મારે જવું જોઇએ.

અનંતા

અને હું?

કુંવર

હું જીતીને આવું પછી તું અને હું. હું રાજા થઇશ ને તું રાણી થજે.

અનંતા

પણ એમાં મારે શું કરવું? રાણી થઇને શું કરૂં? (કુંવરને બાઝી પડીને) મને અહિં શું કામ લઇ આવ્યા?

કુંવર

મારાથી તારા વગર ન રહેવાત.

અનંતા

ત્યારે જાઓ છો કેમ? તમે ઘાયલ થશો તો?

કુંવર

તો તારૂં નામ લેતો મરીશ.

અનંતા

ના. ના.

( કુંવર અનંતાને છૂટી કરે છે. હયામણે ચહેરે ) આયુષ, અહિં રાજમહેલમાં એકે વન નથી?

કુંવર

રાજમહેલમાં વન ક્યાંથી હોય? (કુંવર અનંતાનું માથું છાતી સરસું ચાંપે છે. અનંતા ભાન ભૂલી જાય છે.)

અનંતા

તમે કહ્યું હતું કે રાજમહેલમાં બધું હોય?

કુંવર

પણ અનંતા, વન ક્યાંથી હોય?

અનંતા

ના, હું વનમાં ફરીશ, અને રહીશ.

કુંવર

રાજમહેલ આખો તારો જ છે ને?

અનંતા

રાજમહેલના અંધીઆરમાં મારે નથી રહેવું. હું એને શું કરું? (બારી બહાર જુએ છે ) કુંવર, મને અઘોર વન આપો. (કુંવર અનંતાના માથા પર હાથ ફેરવે છે) આયુષ, મને શું કામ મારી નાંખો છો? અઘોર વનમાં અજવાળાનાં પરબ શોધતાં મેં તેમને જોયા. હવે તમે જશો?

કુંવર

પણ હું રહું તો મહેલમાં વન થશે?

અનંતા

તમે રહો તો વનનું શું કામ?

કુંવર

એમ કેમ?

અનંતા

તમારામાં આખી દુનિયા ભરી લાગે છે.

કુંવર

તારી તહેનાતમાં હું બધી દાસીઓ મૂકતો જાઉં છું. (કુંવર એને દુર ખસેડે છે.)

અનંતા

ના. ના. હું તમને ક્યારે ઓળખીશ? (બહારથી રણશીંગુ અને ભેરીનો નાદ સંભળાય છે. કુંવર અનંતાને કપાળમાં ચૂમીને જાયછે. અનંતા ચીસ પાડી ઉઠે છે)

( રાધા આવે છે. )

અનંતા

મારા આયુષ, કુંવર—.

( અનંતા ઢગલો થઇ પડે છે. )

રાધા

( અંદર આવતાં ) બા, બા—.

( પડદો પડે છે. )

# પ્રવેશ ૭

## રાત નવમી

સ્થળઃ—ભોંયરાનો રસ્તો.

રાણી

અરે એ ભીમા, આજ તું મને કયાં લઇ જાય છે ?

દાસી

બા, આપણે પેલા ઓરડામાં જ જઈએ છીએ.

રાણી

આજ કેમ આ બધું આવું આવું લાગે છે ?

( થોડે દૂર જાય છે ત્યાં રાણીનો પગ પાણીમાં પડે છે. ઉપરથી ને દીવાલમાંથી પાણી ટપકે છે. )

આ પાણી શું ટપકે છે ?

દાસી

મા, અહિં બધે પાણી ભરાઇ રહે છે, મા (દાસી કાકડી સળગાવે છે.) અંદર પાણીમાં જૂઓ. ( રાણી જૂએ છે. )

રાણી

કેવું કાળું ભમ્મર પાણી છે. છીછરૂં છે તોય કેટલું ઉંડું લાગે છે!

દાસી

બા, આનાં આ પાણી અહીં માસે માસે એક રાત ઉભરાય છે, અમાંસે ને અમાંસે ને લોક એને "અમાંસનાં પાણી" કે' છે.

રાણી

પણ આજ કયાં અમાંસ છે.

દાસી

બા, કાંક ઉતપાત વગર આમ ન ઉભરાય. ને એમાં રાજાજી આવીને જૂએ અને જેનું મોં દેખે તે આ રાજમહેલનો ધણી થાય.

રાણી

હું જો રાજા હોત તો હવે કોને ગાદી મળશે એ મને ખબર પડત.

દાસી

મા, અમ ગરીબને તો વહેમ હોય ને!

( ઉપરની વાત દરમીઆન દાસીના હાથમાંની કાકડી બળી રહેવા આવે છે, અને ઓલાઈ જાય છે. એટલામાં દૂરથી પગલાં આવતાં સંભળાય છે. )

પ્રવેશ ૭ મો.

દાસી

આ, પ્રધાનજી આવે છે.

( સામેની બાજુથી એક મશાલ આવે છે. ) આ તો રાજાજી છે.

રાણી

( હાથ દબાવતાં ) ચૂપ.

રાજા

(પાણીમાં જોતાં) અરે ! આ શો ઉત્પાત થવા બેઠો છે ? હજારોનાં મ્હોં ......(રાજા જરા પાછો હઠે છે, અને જાય છે.) અને દરેક પાણીનું બિંદુ સાક્ષી પૂરતું હોય એમ ટપક ટપક બોલે છે ! ! (જાય છે.)

રાણી

ભીમા, રાજા ગયા. પગલાં શમ્યાં. મશાલનું અજવાળું નથી.

દાસી

હા, માજી. ( દાસી એક નાની કાકડી સળગાવે છે. )

રાણી

( અજવાળે જોઇને, ચમકીને ) કોણ ? પ્રધાનજી–?

પ્રધાન

રાજા જોયાને ! બોલ્યા, ઉત્પાત થશે.

રાણી

વખત થોડો છે. દૂર જવાની જરૂર નથી. ( ત્રણે બેસે છે ) પ્રધાનજી બોલો શા ખબર છે ?

**પ્રધાન**

માજી કંઇક વાવડ ઉડે છે. હજુ ખરા ખબર આવ્યા નથી. કહે છે બહુ ભારે યુદ્ધ થયું. ( રાણી સામું ખાત્રી કરતો હોય તેમ જૂએ છે. ) જાણુ આજ સવારે જાસુસ તરફથી ખબર આવ્યા કે કુંવર અગાધ પરાક્રમ દેખાડી અણધાર્યો હુમલો દુશ્મન પર લઇ ગયા. ત્યાં ઘોર યુદ્ધ થયું, અને કુંવરે બોરગઢના રાજાનો હાથી માર્યો અને રાજાને કેદ કર્યો; અને હવે પછીની ખબર મોડી રાતે આવશે.

**રાણી**

જૂઓ, પ્રાધાનજી, બોરગઢનો રાજા દુશ્મન હોય એમ કેમ બોલો છો? ઠીક. હું હમણાં જાઉં છું. મોડી રાતે ખબર આવે તે મોકલજો. હું ભીમાને મોકલીશ. ઠીક જાઓ.

**પ્રધાન**

જેવો હુકમ, મા. પણ મારા પર અવિશ્વાસ ન ધરજો.
(જાય છે).

**રાણી**

ભીમા, મારે તને એક વિશ્વાસનું કામ સોંપવાનું છે.

**દાસી**

કહો માજી.

**રાણી**

તું જઇને અનંતાને આ ખાવામાં આપજે. (પોતાની પાસેથી એક જડીકું કાઢે છે.) રાધા તો તારી ગોઠીયણ છે.

દાસી

હો, બા. ( લેતાં લેતાં ધ્રૂજે છે. )

રાણી

વહેલી જજે.

( રાણી અને દાસી બન્ને જાય છે. ઝીણો પવન આવે છે, અને વરસાદ વરસતો હોય એમ ફોરાં ઉડે છે. દાસી કાકડી આડે હાથ મૂકવા જાય છે ત્યાં એના હાથમાંથી પડીકું પડી જાય છે. )

દાસી

હું—. હાય.

રાણી

કેમ અલી ?

દાસી

બા, આ ઓલાઈ જાત. ( ધ્રૂજે છે. ) હું આડો હાથ દેવા ગઇ તે પડી—જાત.

રાણી

હું—.

( બન્ને જાય છે. )

( પડદો પડે છે. )



## પ્રવેશ ૮

## રાત નવમી

( **સ્થળઃ**–છાવણીના એક તંબૂમાં ઝાંખો દીવો બળે છે. નદી દેખાતી નથી પણ પાસેથી એના વહેવાનો અવાજ સ્પષ્ટ સંભળાય છે, તંબુના બારણા આડે એક ચોકીદાર સૂતો છે. અંદર કુંવર માટીનાં રોડાં ભાંગે છે, અને પાસે બોરગઢનો રાજા બંધીવાન થઇ પડયો છે. )

### કુંવર

કેમ રાજાજી આવી પથારી ચાલશે ને ?

( બોરગઢનો રાજા કશો જવાબ આપ્યા વિના આંખો ફાડી અંગ હલાવે છે. એક જગ્યાએ જમીન સાફ કરી કુંવર બીજી જગ્યા સાફ કરે છે.)

### કુંવર

( બોરગઢના રાજા તરફ જોયા વગર ) રાજાજી, હુ પલંગપર સૂઉં તમને ભોંયપર સુવાનું કહેતો હોઉં તો વાંધો. ઠીક રાજાજી આ સુવાનું. ( બોરગઢનો રાજા પોતાના હાથપગ સળવળાવે છે અને કુંવર તરફ તિ–

સ્કારથી જૂએ છે. ) હા, પણ રાજાજી તમારા બંધ નહિ છૂટે. બંધી-વાન થવું તો ક્યાંથી ગમે, પણ થયા એટલે શું ?

( કુંવર પોતે સુવાની તૈયારી કરે છે, અને બોરગઢના રાજાને જ્યાં ભોંય સાફ કરી છે, ત્યાં હચકીને મૂકે છે. રાજા જરા ઘુરકે છે. પછી બીજી જગ્યાએ કુંવર જઇ પડે છે. ઓશીકે એક ઢેફું મૂકી એક દુપટ્ટો ઓઢીને સુવે છે. થોડી વાર થાય છે ત્યાં ચોકીદારને ટપીને એક યુવાન તથા એક સુંદર છોકરો અંદર આવે છે. )

### કુંવર

( પગરવ સાંભળીને સફાળો ) કોણ ? ( બેઠો થાય છે. )

### પુષ્કર

કોણ – પુષ્કર.

### કુંવર

કોણ પુષ્કર ? અને આ ? ( કુંવરમાં હર્ષ માતો નથી. )

### પુષ્કર

એ દુઃખમાં મારા મિત્ર થયા છે. ( બંધીવાન રાજા તરફ પહેલી વાર જૂએ છે. )

### કુંવર

( નિહાળીને ) એમનું નામ ?

### પુષ્કર

દેવીસિંહ ( બંધીવાન રાજા દાંત પીસે છે.)

### કુંવર

(બારણા પાસે જઇને) કુત્તા અરજણ, તને ટપીને આવ્યા તોય ખબર ન પડી ? તું શું ચોકી કરે છે ? ( અરજણને પગ અડાડી ઉઠાડે

છે. અરજણ તરવારપર હાથ નાંખતો ઉભો થાય છે, પણ કુંવરને જોઇને નમી પડે છે.) જો–, હવે કોઇ આવ્યું તો જોજે. જા સૂઇ જા. ( અરજણ પાછો સૂઇ જાય છે.) તે અત્યારે તું કયાંથી આવ્યો ?

પુષ્કર

મારી વાત બહુ ટુંકી છે. તમને શોધતો હું આ બંધીવાન રાજાના ( ખોરગઢનો રાજા દાંત પીસે છે. ) નગર પાસે જઈ ચડયો. એણે મને કેદ કર્યો. મેં સાંભળ્યું કે લશ્કર લઇને એ તમારી સામે આવ્યો છે.

કુંવર

( રોષમાં ) હવે એ આપણા સમુદ્રગઢમાં એમ રહેશે.

( ખોરગઢના રાજાની આંખમાંથી ઝેર વરસે છે ) અને પછી ?

પુષ્કર

એમાંથી આ દેવીસિંહે મને છોડાવ્યો. ત્યાં બધાને ખોરગઢમાં ખબર પડી કે સમુદ્રવંશનો વિજય થયો, ને ઉદયસિંહ કેદ પકડાયા છે. પછી એ અને હું અહિં આવ્યા.

કુંવર

દેવીસિંહ તમે પુષ્કરને છોડાવ્યો તે હું તમારો ઋણી થયો છું. સમુદ્રવંશનો કુંવર કદી એ ઉપકાર નહિ ભૂલે.

( નાનો દેવીસિંહ નમે છે અને રાજા ધ્રુજે છે. )

ઉદયસિંહ

( બંધ સળવળાવતો ) તું વળી છૂટવા પામ્યો ખરો ! ( કોઇ ધ્યાન આપતું નથી. )

દેવીસિંહ

કારાગૃહમાંથી મને એ જીતીને લાવ્યા છે.

પુષ્કર

અને તમે તો બધે જીતતા ફરો છો! અમે સાંભળ્યું કે અનંતા-રણ્યની કુંવરી લઇ આવ્યા!

કુંવર

( જરા ગંભીર થઇ જઇ. ) હવે પુષ્કર કયારે લાવશે એ એમણે પૂછયું છે.

પુષ્કર

( સ્નેહભીની આંખે ) ક્યારે? એ આ દેવીસિંહ જાણે. હું શું જાણું?

કુંવર

ત્યારે આ દેવીસિંહ તો તમને બધું આપશે!

પુષ્કર

(ઉદયસિંહ તરફ જોઇને કુંવરને ઉત્તર આપે છે.) યાદ છે ને તારા નાના બાળ ભત્રિજાને તે નાનપણથી રાજલોભે ભોયરામાં પૂરેલો!

દેવીસિંહ

( પુષ્કરને )તમે ખોટું શું કામ બોલો છો?

ઉદયસિંહ

( દેવીસિંહને) મને છેતરવો છે? હું જીવું છું ત્યાં સુધી.

કુંવર

( ઉદયસિંહને ) યુદ્ધના બાંધેલા પડયા છો, એમજ રહેશો ને વધારે શું કામ બોલો છો?

પુષ્કર

( દેવીસિંહને ) એક વાર સમુદ્રભટ જવા દે પછી વાત જોશું.

( કુંવર ઉદયસિંહના બંધ જૂએ છે. )

કુંવર

જ્યારે છૂટા ત્યારે વિચાર કરજો. પણ પુષ્કર, તમે બન્ને થાકેલા છો. જો ત્યાં ઢેકું પડયું એના પર માથું કરજો. દેવીસિંહ આ મારો મહેલ નથી કે તમને કાંઇ આપું.

દેવીસિંહ

રજપુતના બાળકને વધારે ન જોઇએ.

( થોડી વારમાં પુષ્કર ને દેવીસિંહ થાકયાપાકયા ઉંઘી જાય છે. ઉદયસિંહ એમને એમ પડયો છે. કુંવર સુતેલો છે ત્યાંથી બેઠો થાય છે અને આમતેમ જૂએ છે. )

કુંવર

( એકલો હોય તેમ ) સૂવું ખમાતું જ નથી. ( ઉદયસિંહ તરફ જોઇને ) કેમ ઉદયસિંહજી! અત્યારેજ સમુદ્રગઢ જઇશું ? ( ઉદયસિંહની આંખમાંથી ઝેર વરસે છે. કુંવર ઉઠીને જરા બારણા તરફ જાય છે. )

અરજણ

કોણ–? ( ઉભો થાય છે. )

કુંવર

શાબાશ અરજણ આ વખતે ખરી ચોકી કરી.

અરજણ

કાં બાપુ ?

કુંવર

હું સમુદ્રગઢ જાઉં છું.

અરજણ

( બહાર તારા તરફ જોઇને ) હજી તો મધ્યરાત્ય હમણાં થઇ. અત્યારે સમદરગઢ ?

### કુંવર

હા, ઘોડો તૈયાર કર. બીજે બારણે લાવજે. અંદર પુષ્કર અને દેવીસિંહ સૂતા છે. ઉદયસિંહજીને સાથે લઉં છું. તું ચોકી કરજે. ( અરજણ જાય છે ) ઉદયસિંહજી ! સવારે સમુદ્રગઢ. ( આમતેમ ફરે છે. પુષ્કર અને દેવીસિંહ મીઠી ઉંઘ લે છે એમને જૂએ છે. બીજે બારણે અરજણ ઘોડો લાવે છે. કુંવર તૈયાર થાય છે. બહાર જઇ ઘોડાપર બેસે છે. તંબુના બારણામાંથી ઘોડો અને કુંવરના પગ દેખાય છે. )

### કુંવર

અરજણ, ઉદયસિંહજીને લાવ. ( અરજણ ઉદયસિંહને ઉપાડી ગાંસડી જેમ ઘોડાપર લાદે છે. ) અરજણ ચોકી બરાબર કરજે. સવારે સામન્તને કહેજે કે હું ગયો છું.

### અરજણ

ઠીક બાપુ.

કુંવર ઘોડો દોડાવી જાય છે. અરજણ જરા એ બાજુ જાય છે. થોડી વારે ઘોડો નદીમાં પડે છે. પછી અવાજ શાંત થાય છે, ત્યાં સુધી અરજણ ઉભો રહે છે. અહિં તંબુમાં આગળને બારણેથી બુકાનાં બાંધેલા બે જણા આવે છે અને તરવાર કાઢી જરા સંશયમાં પડી પુષ્કર પર ઘા કરે છે. અરજણ પાછળથી પાછો આવે છે ત્યાં બે જણને જૂએ છે. બન્નેના હાથમાં તરવાર છે અને એકની તરવાર લોહીભીની છે. અરજણ એકને પકડે છે, બીજાને મારે છે. ઝપાઝપીથી દેવીસિંહ જાગે છે અને બીજો માણસ નાસવા જાય છે તેને પોતાની તરવારનો ઘા મારે છે. એ તંબુ બહાર ઘાયલ થઈ બૂમો મારતો પડે છે. દેવીસિંહ પુષ્કરનું ઓઢેલું ખસેડે છે.

### દેવીસિંહ

( કલ્પાંત કરતાં ) હવે મને પુષ્કરની સાથે અગ્નિદાહ દ્યો.

( અરજણ ખિન્ન મુખે ઉભો છે. )

( પડદો પડે છે. )

---

# પ્રવેશ ૯

## રાજા નવમીની વહેલી સવાર

( સ્થળ:—પ્રવેશ પહેલાનો ઓરડો. રાજા ઝરૂખા પાસે બેઠા છે. )

**રાજા**

( એકલો ) કહે છે અનંતા બોલતી નથી, ને રૂએ છે–ને વાળ ચૂંટી કાઢ્યા છે. આમ ક્યાંક સુધી ચાલે !

( રાણી દાતણ પાણી લઇને આવે છે

**રાણી**

લ્યો મહારાજ.

( રાજા દાતણ પાણી લે છે. રાણી નમીને બેસે છે. )

મહારાજ, એક વાત પૂછું ? આજુબાજુ બધે દવ લાગે છે એ શું ? અને રાતે અજવાળાં અંધારાં નાચે છે !

**રાજા**

એમાં શું ? આવતું વરસ સારૂં પાકશે.

રાણી

મહારાજ પર્વતનો કોપ નહિ ?

રાજા

રાણી, એ તો સુરજ-સમુદ્રનો કોપ, ને ( થોડી વાર અટકીને ) વરસાદ વહેલો આવશે. પણ અનંતાને કેમ છે ?

રાણી

મહારાજ, મારી દાસીને મોકલી હતી. એનું રૂપ રાક્ષસી જેવું છે. બધાં લોકો કહે છે આખી રાત એ ભટકયા કરે છે ? અને એનું માથું બોડકું છે. દાસી એને માથે અડી તે વાળ બધા હેઠા પડ્યા !

રાજા

( વિચારમાં ) આપણે બધા રાક્ષસો નથી ?

રાણી

અને દાસીઓ કહે છે કે એ ખાધા વગર જીવે છે.

રાજા

રાણી આપણે પણ એમ જીવીએ તો કેવું સારૂં !

રાણી

મહારાજ, રાજમહેલમાં આ સુખ નથી પેઠું.

રાજા

( વિચારમાં ) સુખ દુઃખનો દુનિયામાં સવાલ જ નથી.

રાણી

એટલે મહારાજ હાથે કરીને.

રાજા

હાથે કરીને કશું થતુંજ નથી.

રાણી

એમ કાંઇ નશીબના પર બધું આરોપાય ?

રાજા

રાણી, નસીબે ય નથી અને આપણે ય નથી.

રાણી

ત્યારે કોણ? મહારાજ, એમ તે હોય ?

રાજા

કાંઇક ત્રીજુંજ.

દરવાન

જી હજૂર, પ્રધાનજી આવ્યા છે.

રાજા

એમને અંદર આવવા દે. ( દરવાન નમીને જાય છે. ) રાણી, કુંવરને ગાદીએ બેસાડવા આડે સાત દિવસ રહ્યા !

રાણી

હા. અને મહારાજ, કુંવર જીતીને આવશે, અને ગાદી પર લોકો એમને વધાવશે. કેવો ઉત્સવનો દહાડો !

રાજા

પણ હજી આવવા તો દ્યો. રાણી, તમારા કુંવરને શું આપશું ?

રાણી

મહારાજ, ગાદીને જમણે હાથે ઉભો રહે એટલે બસ.

( પ્રધાન આવે છે અને નમે છે. )

રાજા

કેમ પ્રધાનજી બધી તૈયારી થઇ ગઇ ?

પ્રધાન

હા, મહારાજ, હું કહેવા આવ્યો હતો, ને મહારાજકુંવર આવ્યા છે.

રાણી પ્રધાન સામું જૂએ છે. )

રાજા

( ગંભીર અવાજે ) ક્યાં ? ક્યાં છે ?

પ્રધાન

બોરગઢના રાજાને ઘોડાપર નાંખી ગામમાંથી આવતા હતા; ને આપણો હેમન્તો હાથી ગાંડો થઇ ગામમાં ફરતો હતો.

રાજા

( સ્વસ્થ ચિત્તે )–પછી ?

પ્રધાન

કુંવર એની પાસે ગયા ( રાણી ધ્યાન દઇ સાંભળે છે. ) અને ( રાજા એમને એમ બેઠા છે, ) કુંવરને જોઇને હાથીએ સૂંઢ ઉચી કરી ને પોતાના હાથીખાનામાં ગયો. લોકો બધા જોઇ રહ્યા, અને લોકોની આખી ઠઠ કુંવરને રાજા નામે પોકારવા લાગી !

રાજા

સૈન્ય ક્યાં છે ?

પ્રધાન

સૈન્યને તો પ્રવરા કાંઠે મૂકીનેજ રાતો રાત કુમાર અહિં આવ્યા!

રાજા

પ્રધાનજી, તમને મે કહ્યુ છે એ બાબતોથી એમને વાકેફગાર કરો.

પ્રધાન

હા મહારાજ અને બીજી બધી તૈયારીઓ થઇ ગઈ છે.

દરવાન

જી હજૂર, મહારાજકુંવર આવ્યા છે.

રાજા

એમને અંદર મોકલ.

( કુંવર ઉદયસિંહને લઇને અંદર આવે છે ને નમે છે )

સૈન્યને મૂકીને તું એકલો કેમ આવ્યો ? ( કુંવર બોલવા જાય છે ) અનંતાની ઉતાવળે શું કામ આમ આવ્યો ? સૈન્યને છોડી સેનાપતિથી એકલાં અવાય નહિ.

કુંવર

બાપુ, આ બોરગઢના રાજા.

રાજા

તારાં પરાક્રમ મેં સાંભળ્યાં, ગાંડા હેમન્તાને ડાહ્યો કર્યો. પણ બેટા, તારે હજી કયાંક સુધી ગાંડા રહેવું છે ? ( કુંવર શરમાય છે. ) ( ઉદયસિંહ તરફ જોઇ ) રાજાને છાજે એવો હું એમનો સત્કાર કરીશ.

કુંવર

બાપુ, ઘણા વર્ષથી પૂરેલો દેવીસિંહ છૂટયો છે, ને પુષ્કરને પણ એણે છોડવ્યો.

પ્રધાન

હેં:—

રાજા

પ્રધાનજી શું ?—ઉદયસિંહજી, પુષ્કરને તમે પૂરેલો ? અને બિચારો દેવીસિંહ ! હા, મને યાદ આવે છે. ના, ત્યારે તો તમે ક્ષત્રિય નથી. તમારી લાયકાત પ્રમાણેજ હું વર્તીશ. તું જા, પ્રધાન પાસેથી કહ્યું છે તે શીખ. પ્રધાનજી જાઓ. (કુંવર નમીને પ્રધાન સાથે જાય છે.) બોલો તમારે રાજ્ય પાછું જોઇએ છીએ ?

રાણી

મહારાજ, અહીંઆજ પૂછશો ?

રાજા

ત્યારે ક્યાં ?

રાણી

સભા બોલાવીને નહિ ?

રાજા

તમારે એમને કચેરીમાં લાવવા છે ? શું કામ ? બોલો તમારે રાજ્ય પાછું જોઇએછીએ ?–તો બંધ છૂટા કરે અને તમને જવા દે.

ઉદયસિંહ

પોતામાં પ્રાણ છે ત્યાંસુધી ઉદયસિંહ કોઇનું આપ્યું રાજ્ય લેનાર નથી.

રાજા

ગઢનાં બંધીખાનાં જોયાં છે ?

રાણી

મહારાજ, યુદ્ધમાં કેદી થયેલા રજપુત રાજાને એમાં પૂરશો ?

રાજા

કેમ રાણી તમે એ જોયાં છે? ( રાણી આડું જૂએ છે. ) કુમળા બાળ દેવીસિંહને એમણે બહુ વાર પૂરી રાખ્યો. દરવાન.

દરવાન

જી હજૂર.

રાજા

પહેરેગીરોને બોલાવ, પ્રધાનને બોલાવ.

( દરવાન નમીને જાય છે. રાજા આમતેમ ફરે છે. )

ઉદયસિંહજી, હવે તમારો ભત્રિજો દેવીસિંહ બોરગઢની ગાદીએ બેસશે.

દરવાન

જી હજૂર, પ્રધાનજી આવ્યા છે.

રાજા

અંદર મોકલ. ( પહેરેગીરો આવીને નમે છે. )

( પ્રધાન આવે છે. )

રાજા—પ્રધાનજી, સૈન્ય પુષ્કરને સ્વાધીન મૂકીને કુંવર અહિં આવ્યા છે એની હું વધામણી આપું છું. ( પ્રધાન કંઈ બોલવા જાય છે ત્યાં રાજા એના સામો હાથ કરે છે, પછી પહેરેગીરોને કહે છે. ) બંધીવાન રાજાને લઇ ચાલો ને ગઢનાં બંધીખાનાનાં બારણાં ઉઘાડો.

( બધાં જાય છે. )

( પડદો પડે છે. )

---

## પ્રવેશ ૧૦

### રાત દસમી

(સ્થળઃ—રાજમહેલનો એ જ ઓરડો)

**રાજા**

હવે હું છુટો થઇશ. મને ઘણી વાર પ્રજા જેમ રહેવાનું મન થતું. હા. રાજા પ્રજા થાય તો કેવું સારૂં? હવે તો હું છુટો થઇશ. પણ રાજા ન હોય એ બીજાને રાજ આપી શકે? (બહાર રાતના ઘંટા વાગવા શરૂ થાય છે, રાજા એક પછી એક ગણે છે.) એક બે, ત્રણ ચાર, પાંચ છ, સાત આઠ, નવ દસ, અગીઆર ને બાર!

(વિચારમાંથી સ્વસ્થ થતો) હજી આજ રાણી કેમ ન આવ્યાં? દરવાન.

**દરવાન**

(આવીને નમે છે.)

જી હજુર

**રાજા**

બધાં બારી બારણાં ખોલી નાંખો. કશું બંધ ન રાખો.

દરવાન

જી હજુર, બધું ખુલ્લું છે.

રાજા

આજ કેમ બધું રૂંધાય છે.

( બીજો દરવાન આવે છે. પહેલો દરવાન નમીને બહાર જાય છે. )

બીજો દરવાન

જી હજુર, મહારાજકુંવર આવે છે.

રાજા

આવવા દે.

( કુંવર આયુષ આવે છે અને નમે છે. બીજો દરવાન નમીને બહાર જાય છે. )

કેમ બેટા ?

( પહેલો દરવાન આવે છે અને નમે છે. )

દરવાન

જી હજુર, બહાર દાસી ઉભી છે.

રાજા

કેમ ? શા માટે ?

( દરવાન એમને એમ ઉભો રહે છે. )

આવવા દે.

(દાસી આવે છે, અને રાજાનાં અને મહારાજકુંવરનાં એક હાથે છેડો ઝુલાવતાં ઓવારણાં લે છે અને બે ડગલાં પાછળ હટે છે. )

દાસી

( અત્યંત નમ્ર અવાજે ) મહારાજ, અમારાં રાણીજીએ કહેવરાવ્યું છે, કે આજે એમનું માથું દુઃખતું હોવાથી આપની સેવામાં હાજર રહી શકયાં નથી.

રાજા

રાણીજીને કહેજો, કે નિરાંતે ઉંઘે.

( દાસી નમીને જાય છે, દરવાન નમીને જાય છે. )

કેમ બેટા ? દાદા પછી તો તારી પાસે નથી આવ્યા ને !

કુંવર

બાપુ ના, ના. પણ આ બધી તૈયારી શું કામ કરો છો ?

રાજા

તને મારે ગાદી પર બેસાડવો છે.

કુંવર

બાપુ, મારે રાજ નથી જોઈતું.

રાજા

( ગંભીર અને નિશ્ચલ ) તને અત્યારે શું થયું છે ? મને કહે જોઇએ શા માટે ?

કુંવર

બાપુ હું કહી નથી શકતો, પણ અનંતારણ્યમાં એક વરાહની પૂંઠે પડ્યો; હેમરાજે ત્યાં ઠોકર ખાધી, ને અમે બન્ને મોતના મુખમાં જઇ પડયા. મને નહોતું કે હું જીવીશ.

રાજા

તેમાં શું ?

કુંવર

( જરા રાજાના શબ્દોથી ચમકીને ) હા, બાપુ, એ જ છે. મર-વામાં કાંઇ નથી. પણ મોતના મુખમાંથી આ દુનિયામાં પાછું આવવું એ જ ભારે થઇ પડે છે. શુદ્ધિમાં આવ્યો ત્યારે રાજપાટ બધું મન-માંથી ધોવાઈ ગયું. અને મોતની અર્ધદીઠ દુનિયાના ભાર મારે માથે રહ્યા.

રાજા

તેથી શું ? મોતના મુખમાં જવું એ તો વીરનો ધર્મ છે.

કુંવર

પણ હું તો રાજા થવાની ના કહું છું. ( વિચાર કરતાં ) વીર થવાની ના નથી કહેતો.

રાજા

તું વીર રાજા થા. રાજા હમેશાં મોતના મુખમાંજ વસે છે. (ઉંડો વિચાર કરીને, સચોટ રીતે) મોતનું મુખ જૂએ એને તો નવું જીવન મળે છે.

કુંવર

(અધીરાઇમાં) બાપુ. એ મોત જૂદું. ( વિચારમાં પડે છે. )

રાજા

( કુંવર સામું જોઇને ) જુદું શાનું ?

કુંવર

( થોડી વાર રહીને ) હા બાપુ, જુદું નહિ. મને નવું જીવન મળ્યું છે: મોતના અંધકારમાં અનંતા મારા જીવનમાં ગૂંથાઈ ને હું પાછો સજીવન થયો. મોતે અને નવા સંબંધે મને પલટી નાંખ્યો છે. મોતના

મુખમાં જઈ આવેલો રાજા ક્યાંથી થાય? એ રાજપાટ મને નથી ગોઠતું. ...

રાજા

જો બેટા, એક હું તને વાત કહું. એક ભાટ હતો, ( કુંવર અધીરાઇથી સાંભળે છે. ) એ માંદો પડ્યો. મરતાં મરતાં એને થયું કે ભાટ થયા સિવાય દુનિયામાં બીજું કાંઇ નથી. અને એ જીવ્યો ત્યારે શ્રેષ્ટ ભાટ થયો.

( થોડી વાર કોઇ બોલતું નથી ).

કુંવર

( વિચાર કરતાં ) કોણ જાણે, ભાટ થવાય પણ એમ રાજા ન થવાય.

રાજા

( વિચારને ખંખેરી નાખતો હોય એમ) કંઇ નહિ. (ઢીખેતી રીતે શાન્ત રહીને) કુંવર અનંતા શું કરે છે?

કુંવર

( જરા આવેશમાં આવી જઇને ) બેઠી છે, રડે છે, વાળ પીંખી નાખ્યા છે. એક આકાશની ભીખારણ જેવું એણે એનું રૂપ કરી નાંખ્યું છે.

રાજા

તે બેટા, રૂપ માત્ર એવું છે. હવે તેં જોયું ને!

( થોડી વાર કોઇ બોલતું નથી ).

કુંવર

બાપુ, અનંતાને હું જોઉં છું અને હું દાઝું છું. મને એનો એટલો મોહ છે કે એ મોહના ભારે હું મરી જઇશ.

રાજા

( માત્ર એક સત્ય બોલતો હોય તેવી બેદરકારીથી. ) બેટા, સ્નેહ એ જ કાંઇ જીવન નથી.

કુંવર

બાપુ, મારે તો સ્નેહ જીવન સાથે નહિ, પણ મૃત્યુ સાથે ગુંથાયો છે. હું રાજા થઇને શું કરૂં ?

રાજા

( જરા ઠપકો આપતો હોય તેમ ) તને અત્યાર સુધી ગમ્યું એ મેં કરવા દીધું છે.

કુંવર

( થોડું થોડું સમજતો હોય તેમ. ઉદાસ. ) હા, બાપુ.

રાજા

બેટા, હવે તું છેડેથી પાછો શરૂ કર. અત્યાર સુધી તને ગમ્યું તે તેં કર્યું, હવે જે કર તે તારા મનને ગમાડ. ( અવાજ બદલતાં ) અનંતા રૂપાળી છે, તેં રૂપ માત્ર હવે જોયું; તું મોત સુધી જઇ આવ્યો તો જીવન શું છે એ તને ખબર પડી. મૃત્યુમાં ગુંથાએલો પ્રેમ તારૂં જીવન થઇ રહ્યો છે. તારે અનંતાના રૂપમાંથી મુક્તિ મેળવવાની છે, અને એ જીવનમાંથી પણ મુક્તિ મેળવવાની છે. — તું ગાદી પર બેસ. સારો રાજા થા અને રાજાના ધર્મ તારા મનને ગમાડ. કરે તે વિચારીને કરજે.

( થોડી વાર કોઇ બોલતું નથી. )

કુંવર

બાપુ, અનંતાને મેં જોઇ ત્યાં સુધી કોઇ દિવસ મેં વિચારજ કર્યો નથી. હવે વિચાર કરવા બેસું છું ને બધું ધોવાઇ જાય છે.

રાજને ને અનંતાને બેને હું સાથે નથી રાખી શકતો. બાપુ આપણે લડયા વગર બીજો ધંધો નથી. ( રાજા પોતે સમજતો હોય તેમ કુંવર સામું જોઇ રહે છે. ) હું કાયર નથી. મને મોકલશો તો મરણીઓ થઇ લડીશ પણ મારે હવે—

રાજા

(જાગી જઇને) ના, તારે તો રાજા થવાનું છે. તું રાજા થઇશ પછી હું લોક ભેગો લોક, પ્રજા ભેગો પ્રજા અને તું મારો રાજા.

કુંવર

અને હું બીજાને ગાદી આપું ત્યારે મારો વારો? ઠેઠ આંધળો થાઉં ત્યારે બધું જોવા નીકળું બાપુ?

રાજા

( કુંવરને સમજાવતો હોય તેમ ) બેટા, સાભળ, પોતાના મનમાં આવે એટલે કાંઇ છોડી દેવું એ કાંઇ છોડયું ગણાતું નથી. શું છોડીએ છીએ એનું ભાન હોવું જોઇએ. તું રાજ છોડી યતિ થાય તો પણ શું?

કુંવર

મારે રાજ છોડી યતિ થવું નથી.

રાજા

સાંભળ, તું અનંતાને લાવ્યો ત્યારથીજ મને લાગતું હતું કે આમ તે કયાં સુધી નભે! જો, ખાસદારો ને દાસીઓ માંહોમાંહે વાતો કરે છે કે આ મહેલમાં કંઇ સુખ પેઠું નથી. ( કુંવર મનમાં બળે છે, નિશ્વાસ નાંખે છે. રાજા આશ્વાસન આપતો હોય તેમ ) લોકો તો એમજ કહેને! મને કાંઇ નથી.—પણ ( અચકાતાં ) હું વૃદ્ધ છું ને આ બધું આમ શું થાય છે,

કુંવર

તે બાપુ હું તમને દુ:ખ દઉં છુ? હું તમને બધું કહું છું તે આ પણ કહેવા આવ્યો.

રાજા

ના, મારે મન દુ:ખનો સવાલ જ નથી. તું ગાદી છોડીશ અને રાણી કાવત્રાં કરશે. ( કુંવરને બધું ન કહેવું હોય તેમ ) અત્યારેય કેમ જાણ્યું નહિ કરતી હોય ? ( રાજાના અંગોમાં રોષ વ્યાપે છે ) અને દેશ દુ:ખમાં ડૂબશે.

કુંવર

બાપુ, નાનપણથી મને કેમ ઉછેર્યો છે એ હું જાણું છું.

રાજા

તને ખબર છે. દુનિયામાં મારે મન સુખ દુ:ખનો સવાલ નથી. ( એકલો બોલતો હોય તેમ ) મને એમાંજ મુક્તિ લાગે છે. દહાડો ઉગે અને આથમે અને પોતે બંધામાંથી મુક્તિ મેળવવી. × તને તારી મા નાનો મૂકીને મરી ગઇ. તને લઇને વનમાં ભટક્યો, હું સુખનો સવાલ કરવા ક્યાં કરવા રહું? ( કુંવરને સચોટ રીતે પુછે છે ) અને તું સુખનો સવાલ શું ઉઠાવે છે?

કુંવર

બાપુ, મેં કોઈ દિવસ દુ:ખ જોયું હોય તો તે આજેજ જોયું છે.

રાજા

આયુષ, તને માત્ર સુખ વહાલું છે.

( થોડી વાર કોઈ બોલતું નથી. રાજા કુંવર સામું જોયા કરે છે અને કુંવર દૂર જોયા કરે છે.

પ્રવેશ ૧૦ મો.

કુંવર

બાપુ, તમે મને નહિ આપો ? મારે નિર્મળ સુખ જોઇએ છીએ. એટલેજ મને રાજપાટ રુચતું નથી. એમાંજ શું મુક્તિ નથી ?

રાજા

તને હું સુખ ક્યાંથી આપું ? ઠીક, પણ બેટા, તું જા, વિચાર કરજે. સુખ એ જ કાંઇ સત્ય નથી.

( કુંવર નમીને જાય છે. રાજા હોકો ગગડાવે છે. )

રાણીનું માથું દુખે છે. હં. કોઇ છે કે ?

દરવાન

( આવીને નમે છે ) જી હજૂર.

રાજા

બે પહેરેગીરોને બોલાવ.

( દરવાન નમીને જાય છે. તરત પાછો બે પહેરગીરોને લઇને આવે છે. રાજા ઉભો થાય છે. સીપાઇઓ નમે છે.

રાજા

ચાલો.

( બધા જાય છે. )

( પડદો પડે છે. )

# પ્રવેશ ૧૧

## રાત દસગી.

( સ્થળઃ—બોરગઢનો બંધીવાન રાજા બેડીઓમાં પડયો છે. પાસે એક ઝીણો દીવો બળે છે. ઓરડી ખડકમાંથી કોરી કાઢેલી જણાય છે, અને દીવાલોને લૂણો લાગેલો છે. બારણું બંધ છે અને પત્રાવળીમાંથી રાજા રોટલો ને ડુંગળી ખાય છે. પાસે પાણીનો ભરેલો પડીઓ પડયો છે. )

( ભોંયમાંથી એક પથરો ઉપડે છે અને પ્રધાન આવે છે. )

**પ્રધાન**

રાજા ઉદયસિંહજી ?

**ઉદયસિંહ**

કેમ પ્રધાનજી ? ( ચમકે છે ).

**પ્રધાન**

અમારાં રાણી તમને મળવા આવે છે.

**ઉદયસિંહ**

આવે તો ગઢ એમનો છે. ( પ્રધાન જાય છે અને થોડી વારમાં રાણી સાથે આવે છે. )

પ્રવેશ ૧૧ મો.

ઉદયસિંહ

તમારૂં આવવું થયું ?

રાણી પ્રધાન

ઉદયસિંહજી, તમને ખબર નહિ હોય, પણ અમે તમારા હિતૈશી છીએ. તમારે છૂટવા માટે અમે રસ્તો તૈયાર કરી રાખ્યો છે અને તમારૂં બોરગઢ તમારા વગર સુનું છે. આ રસ્તે થઇ તમે દેશ જાઓ પછી બધાં સારાંવાનાં થઇ રહેશે. અને હવે પછી સમુદ્ર ગઢ અને બોરગઢની ગાદીઓ હંમેશ માટે એકબીજાની થઇ રહે એટલા માટે અમારાં રાણીના કુંવરનું લગ્ન તમારી દેવીકુમારી સાથે કરીશું.

ઉદયસિંહ

( વચમાં બોલી ઉઠતો હોય તેમ ) હું બંધીવાન છું તોપણ હું રાજા છું અને દેવીકુમારી મારી કુંવરી છે. તમારે પહેલાં રીતસર માગું કરવું જોઇએ.

પ્રધાન

હા, એ સાચું પણ સ્થિતિ પારખવી જોઇએ.

ઉદયસિંહ

અને તમારા રાણીના કુવરનાં મેં કદી પરાક્રમ સાંભળ્યાં નથી.

રાણી

(અધીરાઇમાં) મારા કુંવરમાં રજપુતનું લોહી છે—. (થોડી વાર ગુમાનમાં અટકીને પાછું ગભરાઈને બોલાઇ જવાતું હોય તેમ ) પણ મોટા કુંવરને દૂર કરવા અમારે તજવીજ કરવાની છે: પછી તમારી કુંવરી સમુદ્રગઢની રાણી થશે.

### ઉદયસિંહ

રાણી માફ કરો. મારાથી એમ નહિ જવાય. મેં પ્રતિજ્ઞા લીધી છે કે મને બંધીવાન કરનાર કુંવરનો જીવ લીધા વગર હું સમુદ્રગઢમાંથી નીકળવાનો નથી. ( થોડી વાર કોઇ બોલતું નથી. ) પ્રધાનજી, મેં તમારા પુષ્કરને કેદ કર્યો તો તે ગત વાત ભૂલી જશો. પુષ્કરને કેદ કરતાં મેં સમુદ્રગઢને પૂર્યું હતું.

### પ્રધાન

ગઇ વાત ઉદયસિંહજી વિસારે પાડો. ભૂલ્યા ત્યાંથી ફરી ગણો.

### રાણી

ઉદયસિંહજી તમારી પ્રતિજ્ઞા પળે એમ અમે કરીશું. આજેજ કુંવરનું કાઢવા બે માણસો જવાના છે. તેમની સાથે તમને મોકલીશું. પ્રધાનજી માણસોને કહી રાખવું પડશે. પછી ઉદયસિંહજી તમારે માટે ઘોડાઓ તૈયાર રાખ્યા છે, તે તેમને બોરગઢ પહોંચાડશે.

### ઉદયસિંહ

મારા હાથ કુવરના લોહીને માટે તલસે છે.

( નીચેથી એક માણસ આવે છે. ઉદયસિંહ ચમકે છે. )

### પ્રધાન

કેમ ? શા ખબર છે ?

### પહેરેગીર

મહારાજ, મહારાજ, આપણે બહાર ઘોડા રાખ્યા હતા, ત્યાં બોરગઢથી એક દૂતે આવી ખબર આપવા માંડયા, ત્યાં એકાએક વાવાઝોડા જેમ કુંવર આવ્યા, અને માણસોને બાંધી ઘોડાઓને દોરી ગયા. દૂતે પકડાયો ને હું માંડ છૂટયો.

પ્રવેશ ૧૧ મો.

### ઉદયસિંહ

ઓરગઢથી દૂત શું ખબર લાવ્યો ?

( રાણી અને પ્રધાન એક બીજા સામે જોયા કરે છે, અને ઉદયસિંહના સવાલથી ચીડાય છે. )

### પહેરેગીર

મહારાજ, ત્યાં દેવીસિંહ છૂટીને ગાદીપર બેઠા છે.

( ઉદયસિંહ દાંત પીસે છે. )

### પ્રધાન

મહારાજ, ઉદયસિંહજી, આ વાત કરવાનો વખત નથી. ( ઉદયસિંહની બેડીઓનાં તાળાં એક પછી એક ઉઘાડે છે. ) કયે કાળે એ લોકો અહિં આવશે એ કહેવાય નહિં.

### રાણી

( ધીમે સાદે ) પ્રધાનજી, ઉદયસિંહજીને આપણે ગોમુખના ભોંયરામાં લઇ જઇએ, અને ત્યાંથી—

### ઉદયસિંહ

ના, એમ ઓરગઢનો રાજા જનાર નથી. તમે ગમે ત્યાં નાંખો એ રજપુત રાજા સાંખશે નહિં.

### પ્રધાન

ઉદયસિંહજી, આ આવો હઠ કરવાનો પ્રસંગ નથી. આથી તમે બધાંને જોખમમાં નાંખો છો.

### ઉદયસિંહ

ઓરગઢના રાજાથી એ બને એમ નથી.

( બહારથી ખખડાટ થાય છે. રાણી અને પ્રધાન નીચે ઉતરવા જાય છે, ત્યાં બારણું ઉઘડે છે, અને બે પહેરેગીરો સાથે રાજા આવે છે. )

રાજા

( સત્તાવાન્ અવાજે ) પ્રધાનજી, રાણીજી, પાછાં આવો.

( પહેરેગીરને ઇસારો કરે છે, એટલે એ ભોંયરામાં ઉતરે છે. રાણી અંદરથી ચીસ પાડે છે. પ્રધાનને એક પહેરેગીર ઉપર ઘસડી આણે છે. બીજો રાણીને લેવા જાય છે. )

રાજા

( પહેરેગીરને ) સમુદ્રગઢનાં રાણીને અડીશ નહિં. ( ભોંયરામાં જોઇને ) રાણી, ઉપર આવો. ( થોડી વાર અટકીને પોતે અંદર ઉતરે છે. બહાર પ્રધાન ઉભો છે, અને ઉદયસિંહ જમીન પર બેઠો છે. રાજા થોડી વારે રાણીને ટેકો આપતો ઉપર આવે છે. ત્યાં ઉદયસિંહ રાજાને મારવા આવે છે. રાજા એને દૂર ખસેડે છે. ) તમે ક્ષત્રિય નથી. તમે કેદી છો. મારી સામે તમારાથી લડાય નહિ. પ્રધાનજી, ઉદયસિંહજીને પાછા બેડીએ કરો. કંઇ નહિં. ( પહેરેગીરો તરફ ઇસારો કરે છે. એક પ્રધાનને, અને બીજો ઉદયસિંહને પાછળથી બાંધે છે. પછી સીપાઇ રાણી પાસે જઈ અટકે છે. )

રાજા

( સિપાઇને ) એ ગુન્હેગાર છે તોપણ સ્ત્રીજાત છે. એમને બંધાય નહિ ( રાણીને કટાક્ષથી કહે છે. ) રાણી, તમે તો પ્રધાનને અને ઉદયસિંહજીને બન્નેને કચેરીમાં આણ્યા !

ઉદયસિંહ

અને એમને પોતાને !

### રાજા

(ઉદયસિંહનું બોલ્યું દુર્લક્ષ કરતો) રાણી મહેલમાં આવશો ને? અસ્વસ્થ શરીરે સમુદ્રગઢની રાણીને કારાગ્રહમાં પૂરાય નહિ. કોઇ છે કે?

### પહેરેગીર

જી હજૂર. ( નમે છે )

### રાજા

( ભોંયરૂં બતાવતાં ) આ ભોંયરામાં જા અને ઘોડાઓ રાખ્યા હોય ત્યાં જઇ કહે કે ઘોડાઓનું કામ નથી ને એમને તબેલામાં બાંધે. ( સિપાઈ જરા ડરે છે ) જા.

### ઉદયસિંહ

નાહક એને શા માટે મોકલો છો ? તમારો કુંવર ઘોડાઓને બાંધી લઈ ગયો છે. (રાજા માનભરી નજરે ઉદયસિંહને જરા નમે છે·)

### રાજા

કુંવર—આયુષ, હમણાં જ ગયો ખરૂં !

( ઉદયસિંહ અને પ્રધાનને સિપાઈ આગળ ચલાવે છે. સિપાઇ પાછળ રાણી અને રાજા એમ બધાં જાય છે. )

( પડદો પડે છે. )

---

## પ્રવેશ ૧૨

### રાત અગીઆરમી

( સ્થળઃ—અંક પાંચમાનો ઓરડો. અનંતા બહાર જોતી બારીમાં બેઠી છે. પાસે રાધા બેઠી છે. )

**રાધા**

બા. બા !

( અનંતા ઠાલી નજરે રાધા સામું જૂએ છે અને પાછું બહાર જૂએ છે. ત્યાં કુંવર ખિન્ન મુખે અંદર આવે છે. )

**કુંવર**

અનંતા, અનંતા !

**અનંતા**

( બહાર જોતાં ) મને દુઃખ ન દો. મને અહિં શા માટે લાવ્યા ? મને વનમાં મૂકી આવો.

પ્રવેશ ૧૨ મો.

કુંવર

તને અહિં શું દુઃખી કરવા હું લાવ્યો છું.

અનંતા

ના– ( માથું હલાવતાં ) પણ હું જ દુઃખી છું. (નિશ્વાસ મૂકે છે)

કુંવર

તું એમ બોલી મને દુઃખ દે છે. ( થોડી વાર અટકીને ) તેં મને કહ્યું હતું કે હું સુખી થઇશ એમ તું કરીશ.

અનંતા

( કુંવર સામું જોતાં ) હા, તેથી શું ? પણ દુનિયામાં કોઇનું આપ્યું સુખ મળતું જ નથી.

કુંવર

અનંતા ! ત્યારે ?–અનંતા !

અનંતા

ત્યારે–તમે કહો એમ કરૂં.

કુંવર

પાછું એમ શું કહે છે ? અનંતા હું તને ઓળખતો જ નથી.

( આ વાત દરમીઆન રાધા સંકોરાતી દૂર થઈ બહાર જાય છે. )

અનંતા

ઓ રાધા, મને એકલી મૂકી ન જા.

કુંવર

અનંતા, હું કંઇ તને અડીશ નહિં.

અનંતા

કુંવર, હું બીકું છું.

કુંવર

( વિચારમાં ) કોણ જાણે હું નથી સમજતો.

અનંતા

તમે મને લાવ્યા'તા, ત્યારે કહ્યું હતું, કે તમે મને યુગોયુગથી જાણી છે.

( થોડી વાર કોઇ બોલતું નથી. )

કુંવર

( કંઈક સમજ્યો હોય તેમ ) હા, હવે હું સમજ્યો. હું તને આખી જાણું છું, અને એટલે તને ઓળખતો નથી.

અનંતા

( કુંવર તરફ દયામણે ચહેરે જોતી. ) હું નથી સમજતી. તમે મને આરકા લાગો છો.

કુંવર

દુનિયામાં આપણું કશું છે જ નહિ. ને ( અનંતાના સામું જોઇ ) કોઇનું આપ્યું સુખ મળતું નથી.

અનંતા

કુંવર,—ઓ રાધા, હું બીકું છું. તમે એમ ન બોલો.

કુંવર

હું શું કરું તો તને ગમે ? ( અનંતાના માથાપર હાથ ફેરવે છે )

અનંતા

( છુટાં પડતાં નિરાશ રીતે ) કશું નહિ. મને વનમાં મૂકી આવો.

કુંવર

અને તું ત્યાં શું કરીશ? ત્યાં તો બધું ખાવા ધાય એવું છે.

અનંતા

મને દુઃખી ન કરો. ( આર્ત સ્વરે ) તમે આવીને બધું ખાવા ધાય એવું કર્યું, ત્યાં સુધી હું સુખી હતી—કે સુખી કે દુઃખી કશુંય ન હતી. ( આવેગમાં આવી જતાં ) તમે મને બાંધી લીધી, મારૂં વન ઉજ્જડ કર્યું.

કુંવર

( અનંતાના માથાપર હાથ મૂકતાં ) અનંતા!

અનંતા

( સ્પર્શથી બળતી હોય તેમ ) કુંવર, તમે મને છોડો. કહો કે જા. તો હું જાઉં. ( પોતે એકલી બોલતી હોય તેમ ) અમથી જાઉં તો તો દુઃખી દુઃખી ભટકયા કરૂં!

( થોડી વાર કોઈ બોલતું નથી. )

કુંવર

હા, અનંતા, બાપુએ મને કહ્યું. આપણે મુક્ત થવું જોઇએ. અનંતા, તું મને મુક્તિ આપ. હું તારામાં બંધાઇ ગયો છું. હું મુંઝાઇ જાઉં છું. તારાથી મને મુક્ત કર.

અનંતા

( દયામણે સ્વરે ) કુંવર હું તમને મુક્તિ શું આપું? મારી પાસે ન હોય એ શે આપું?

( થોડી વાર કોઈ બોલતું નથી. )

અનંતા.

કુંવર

( અનંતાને કહેતો હોય એમ નહિ. ) દુનિયામાં ભીખી ભીખીને મરી જઇએ પણ કોઇ કોઇને કશું આપતું નથી!

અનંતા

કુંવર, તમે એમ ન બોલો. હું બીઉં છું.

કુંવર

લે, હું તને શું આપું? જે મારૂં નથી એય મેં તને આપ્યું છે.

અનંતા

અને જે તમારૂં હોય તે?

કુંવર

( અનંતા તરફ જોઇને ) મારી પાસે તો કશું નથી!

અનંતા

કુંવર, કુંવર, તમે કહેતા હતા ને કે તમારી પાસે બધું છે.

કુંવર

હા, હું સમજ્યો. કહ્યું હતું બધું અને બધું નથી અને એ કાંઇ ઓછું છે? ( અજાણતાં જરા પાસે આવે છે. )

અનંતા

કુંવર મને છોડો. હું કશું નથી સમજતી.

કુંવર

મને મુક્તિ આપ.

પ્રવેશ ૧૨ મો.

અનંતા

( દયામણે મોંયે ) હું કયાથી આપું ?

કુંવર

શું કાઈ કોઇને સમજતું નથી ? કોઇ કોઇને કશું આપતું નથી ?

અનંતા

મેં તો બધું આપ્યું છે.

કુંવર

શું ?

અનંતા

જે મારૂં હતું તે બધું.

( થોડી વાર કોઇ બોલતું નથી ).

કુંવર

હવે હું સમજ્યો.

અનંતા

( ઠાલી અવાજે ) શું ?—મેં તો તમને બધું આપ્યું છે.

કુંવર

(નવું સત્ય મનમાં ઉગ્યું હોય તેમ) દુનિયામાં આપણે ફક્ત આપીએ જ છીએ. જે આપણું હોય અને જે આપણું ન હોય એ બધું આપણે સ્નેહમાં અર્પિએ છીએ. ( થોડી વાર અટકીને ) આપણે આપી ચૂકીએ એટલે બસ.

અનંતા

( શૂન્ય જેમ દૂર જોઇ રેહે છે અને અમથું જ બોલે છે ) પછી ?

કુંવર

પછી કાંઇ નહિ.

અનંતા

એટલે ?

કુંવર

અનંત પરબ બાંધીને બેસીએ એટલે બસ. લેવાનો સવાલ જ નથી.

અનંતા

( જાગી જઇને ) મેં તો બધું આપ્યું છે, તે તમે નહિ લ્યો ?

કુંવર

એનું તારે શું ?

અનંતા

કુંવર તમે એમ ન બોલો મને બીક લાગે છે.

કુંવર

હું શું કરૂં તો તને બીક ન લાગે ?

( થોડી વાર કોઇ બોલતું નથી. )

અનંતા

મેં તમને બધું આપ્યું. તમે નહિ લ્યો ?

કુંવર

લેવામાં મુક્તિ નથી. એમાં સુખ નથી.

અનંતા

( દુઃખિત અવાજે ) ત્યારે ?

**કુંવર**

ફક્ત આપવામાં. અને મને સુખ જ વહાલું છે.

**અનંતા**

( ગાંડીની માફક હસતાં ) એ તો ઉડાઉપણું.

(થોડીવાર કોઇ બોલતું નથી. પછી નવું જ સત્ય સમજી હોય એમ બોલે છે.)

હવે હું સમજું છું.

**કુંવર**

શું ?

**અનંતા**

હું તમને બધું આપું છું.

**કુંવર**

એટલે ?

**અનંતા**

આ શરીર, મન, આત્મા—બધું હું તમને આપું છું. ( એમ કહી જે કાંઇ સારાં લુગડાં છે તે ડીલ પરથી કાઢે છે. સૌભાગ્ય ચિન્હનાં આભૂષણો પણ ઉતારે છે. )

**કુંવર**

(ગભરાએલા સાદે) અનંતા ! અનંતા ! આ શું ? આમ કેમ કરે છે ? હું તારાથી બીઉં છું.

**અનંતા**

( તદ્દને સ્વસ્થ રીતે ) હું તમને બધું આપું છું.

**કુંવર**

પણ આમ ! હું કયાં તને કહું છું ?

અનંતા

(તટસ્થ રીતે) તમે કહો કે નહિ તેથી શું ? પણ આપવામાં જ મુક્તિ છે.

( આભૂષણો ઉતારતી જાય છે. )

કુંવર

હું સમજ્યો. મારી ભૂલ થઇ. ( પોતે પણ આભૂષણો ઉતારવા માંડે છે. ભેટમાંથી તરવાર ઢીલી પડે છે. )

અનંતા

ના એમ નહિ. તમે શા માટે ?

કુંવર

આપણે બન્ને એક બીજાનાં ભીખારી છીએ, અને બન્ને આ સ્વાર્પણમાં મુક્ત થઇએ છીએ.

અનંતા

આનો આરો ક્યાં આવશે ? હું કશું નથી દેખતી. આયુષ !

કુંવર

મરીએ તોય નહિ. ક્યાંય નહિ.

અનંતા

ત્યારે મુક્તિનું શું કામ છે ? આપણે બન્ને એક બીજાના બંધનમાં મુક્ત જ છીએ.

( થોડી વાર કોઇ બોલતું જ નથી )

કુંવર

કેમ જાણે મરણ ન આવવાનું હોય !

પ્રવેશ ૧૨ મો.

અનંતા

હા. જાણે મોત છે જ નહિ એમ.

કુંવર

પણ મરણ તો છે જ ને!

અનંતા

મોત ભલે હોય પણ મૃત્યુ નથી. (અનંતા કુંવર પાસે જાય છે. ઉંડેથી) હા, એમ.

(કુંવર અનંતાને પોતાના હાથમાં લેવા જાય છે. ત્યાં બે માણસો અંદર ધસી આવે છે. પોતાની ઢીલી પડેલી તરવાર કાઢી કુંવર એકનું માથું એક જ ઘાએ ઉડાવી દે છે પણ બીજાને મારે છે તે પહેલાં તો અનંતાને બીજો માણસ ઘાયલ કરે છે. કુંવર આવેગથી એને પણ મારી નાંખે છે.)

કુંવર

(અનંતા પડી છે. ત્યાં આવીને) અનંતા! અનંતા!

અનંતા

(મૂર્છામાં) ના, મૃત્યુ નથી.

કુંવર

અનંતા! (અનંતાને કપાળમાં ચુમે છે, અને ઉચકી લઇ જાય છે)

(પડદો પડે છે.)

---

# પ્રવેશ ૧૩

## રાત સોળમીની ઉગતી સવાર

( સ્થળઃ—સમુદ્રગઢની એક શેરી. )

( પુરવાસીઓ. )

**પહેલો**

કેમ ભાઈ સાંભળ્યું ?

**બીજો**

ના, શું ?

**ત્રીજો**

ક્યાંથી સાંભળે ! એ બાઇ સુવે એટલે કુંભકરણ.

**બીજો**

એ તો સુખી અને નિરોગીનું લક્ષણ છે.

**ચોથો**

એ તો એદીની નિશાની.

**પાંચમો**

પણ શું છે ? સાંભળવા તો દ્યો.

**પહેલો**

આજે દરબાર છે.

**પાંચમો**

આજ ?

**ત્રીજો**

અને એય વળી કચેરીમાં નહિ !

**બીજો**

ત્યારે ?

**પહેલો**

રાજમહેલના મેદાનમાં. બોરગઢના રાજા કેદી થઇ આવ્યા છે એમનો ન્યાય કરવાનો છે.

**ચોથો**

અને બીજા રાજ્યદ્રોહી કેદીઓનો.

**પાંચમો**

પછી ?

**ત્રીજો**

ને પાટવીને તિલક થવાનું છે.

**બીજો**

પણ મેદાનમાં !

**પહેલો**

થાળી પીટી છે, કે ઉગતા સૂર્ય અને અમાંસના અદ્રશ્ય ચંદ્રને સાક્ષી રાખીને કુંવર ગાદી લેશે.

બીજો

સુરત તો ત્રણ દિવસ પછી હતું ને!

પહેલો

રાજાએ કહ્યું કે સુરતનું કામ નથી. સારૂં કામ જ્યારે કરીએ ત્યારે સુરતજ હોય.

પાંચમો

કાંઇક અવળુ થશે.

ત્રીજો

કેમ ?

પહેલો

રાજા સુરત વગર કરે છે તેમા ?

બીજો

હા, તેમાં.

પહેલો

તો તમે બેઠા બેઠા સુરત જોયા કરો.

ત્રીજો

એમ સુરત જોવા બેસે તો પારજ ન આવે. અને સૌ એમની માફક ઉંઘે.

પાંચમો

પણ ક્યારે છે ?

પહેલો

એક ઘડી દહાડો ચડયે.

ત્રીજો

ગામના બધાં લોકને બોલાવ્યાં છે.

પ્રવેશ ૧૩ મો.

પાંચમો

ત્યારે ચાલો, ચાલો.

પહેલો, ચોથો.

બધા ચાલો, ચાલો.

( બધા જાય છે. )

( પડદો પડે છે. )



# પ્રવેશ ૧૪

## એજ સવાર

( સ્થળઃ—રાજમહેલનો સૌથી ઉંચા માળનો ઓરડો. અનંતા સૂતી છે. કુંવર ને રાજવૈદ્ય પાસે છે. )

### કુંવર

તે શું વૈધરાજ ?

### વૈદ્ય

કંઈ ગભરાવા જેવું નથી. ઇજા બહુ થોડી છે, પણ શરીર બહુ કુમળું છે. ઘા નાનો છે, પણ આઘાત બહુ લાગ્યો છે. રૂઝ જલદી આવશે, પણ અંદર રોષ રહશે. અને આટલી કોમળ નાડી આખા વૈદક શાસ્ત્રમાં લખી નથી. ( કુંવર ચીડાય છે. )

### અનંતા

તમે ચીડાઓ નહિ. મને કશું નથી.

( વૈદ્ય એક પડીકું કાઢે છે તેમાંથી એક પડીકી વાળે છે. )

પ્રવેશ ૧૪ મો.

**વૈદ્ય**

આનાથી અંદરનો રોગ મરી જશે, અને ( બીજું પડીકું કાઢી આપતાં ) આનાથી ઉપરનો ઘા રૂઝાશે.

**કુંવર**

ઠીક વૈદ્યરાજ. ( વૈદ્ય નમીને જાય છે. ) અનંતા, તને કેમ છે ?

**અનંતા**

હવે મને કશું દુઃખ નથી, અને મન ભર્યું ભર્યું લાગે છે. તમે મને બહુ સુખી કરી.

**કુંવર**

હું તને કોઇ દિવસ દુઃખ નહિ દઉં.

**અનંતા**

પણ હું ક્યાં કહું છું ? હવે તમારે જ્યાં જવું હોય ત્યાં જાઓ.

**કુંવર**

અને મોત વિખૂટાં પાડે એ બીકે જીવતાં હું તને કોઇ દિવસ નહિ છોડું. હું એવો સ્વાર્થી નહિ થાઉં.

**અનંતા**

( ધીમે સાદે ) એમાંજ મુક્તિ છે.

**કુંવર**

( જરા આડું જોતાં ) અનંતા મારે જવું પડશે.

**અનંતા**

હા જાઓ.

**કુંવર**

તું એટલો વખત શું કરીશ ?

અનંતા

તમને સંભારીશ. અને ત્યાં લોકોની ઠઠ જામી હશે ને સવારનો સુરજ ઉગે એમ તમે એ બધાની નજર ભરી નાંખશો. અને લોકોનાં મન તમારી વેણુને ઝીલશે. પણ તમે શું બોલશો ?

કુંવર

(વિચારમાં) તું મને સંભારે છે ત્યારે તને શું થાય છે ?

અનંતા

ત્યારે હું ઉંડે ઉતરી જાઉં છું.

કુંવર

( ગભરાઇને ) ક્યાં ?

અનંતા

વનમાં રાત્રિના ગર્ભિત અંધકારમાં ફુલ ઉઘડે ત્યાં હું ધીમે રહીને સરી જાઉ છું એમ મને લાગે છે. પણ તમે ગભરાઓ નહિ.

( થોડી વાર કોઈ બોલતું નથી. )

કુંવર

અનંતા, હવે તને કેમ છે ?

અનંતા

દુઃખ બધું શમી ગયું છે. પણ તમે શું કહેશો ?

કુંવર

કોણ જાણે હું શું કહીશ! પણ આ દવા તારે લેવાની છે. ( પડીકી ઉઘાડે છે અને થોડી દવા ચાખે છે. )

( ચોપદાર અંદરથી બોલે છે. )

એકનેક મહારાજકુંવરની જય.

## પ્રવેશ ૧૪ મો.

અનંતા

( પ્રસન્ન મુખે ) તમે જાઓ.

( કુંવર બોલ્યા વગર અનંતા પાસે આવી એને કપાળે ચૂમે છે અને જાય છે. રાધા પાસે આવે છે. )

અનંતા

રાધા, મારા આયુષ ગયા ?

રાધા

હા, બા.

અનંતા

ઠીક ત્યારે. રાધા, હું મરી જાઉં ત્યારે વનનાં જંગલી ઘાસનાં ફુલો લાવી મારાપર ખૂબ વેરજે.

રાધા

બા,–એવું–બો–લા—

( અનંતા દાસીને ન બોલવા સાન કરે છે. રાધા એમને એમ બેસી રહે છે. )

( પડદો પડે છે. )



## પ્રવેશ ૧૫

### એજ સવાર

( સ્થળઃ—રાજમહેલનું મોટું મેદાન. લોકો બધાં ભેગાં થાય છે. રાજા પહેલેથીજ આવીને બેઠો છે. ).

( પુરવાસીઓ અંદર અંદર બોલે છે. )

**પહેલો**

હજી કેમ આવ્યા નહિ ?

**બીજો**

હમણાં આવશે.

**ત્રીજો**

અને બોરગઢનો રાજા કયાં છે ?

**પહેલો**

પણ હજી આજ પ્રધાનજી કેમ દેખાતા નથી ?

**ચોથો**

હમણાં બધા આવશે.

( આગળથી કુંવર તદન સાદા પોશાકમાં આવે છે. કપડામાંથી અંગે અંગ બહાર પ્રકાશી ઉઠે છે. લોકો કુંવરનું રૂપ જોઇ રહે છે. )

પાંચમો

આપણો નાનો રાજા !

છઠ્ઠો

રાજા તો આવો જ જોઇએ !

બોરગઢના રાજાને તો પગને પેગડે બાંધી ઘેર આણ્યો !

( પછવાડેથી ઉદયસિંહ, પ્રધાન અને રાણી ગુન્હેગાર તરીકે આવે છે. )

પહેલો

આ શું ? રાણી સભામાં !

સાતમો

આ બોરગઢનો રાજા કે ?

ચોથો

પ્રધાનજી ગુન્હેગાર !

પાંચમો

અને રાણી પણ !

લોકો

આ શું ? આ શું ? અમને કહો !

( રાજા ઉભો થાય છે. લોકો શાન્ત થાય છે. )

રાજા

સમુદ્રગઢવાસીઓ, મારે બહુ બોલવું નથી. હું આ ગુન્હેગારોને તમારી પાસે રજુ કરૂં છું. તમને નવાઇ લાગશે કે રાણી અને પ્રધાન ગુન્હેગાર છે. પણ માણસ જે કાંઈ કરે એવાંજ એ થાય છે. રાણીને પોતાના કુંવરને રાજ્ય આપવું છે. ( લોકોમાંથી–અમારે એ રાજા ન જોઈએ. ) બોરગઢના રાજાને નસાડવા રાણી અને પ્રધાન ગઇ રાતે મચ્યાં. પ્રધાને બેડીઓ છોડી. પ્રધાન બધામાં સામેલ છે. ( લોકોમાંથી—એ સમુદ્રગઢની રાણી નહિ. એ પ્રધાનને મારો ) અને જે કુંવરને ભર રણમાં મારી ન શક્યા એમને ઉંઘતા મારીને

સમુદ્રગઢમાંથી નાસી જવાની બોરગઢના રાજાની પ્રતિજ્ઞા છે. ગઈ રાતે રાણી એમની પ્રતિજ્ઞા પુરી કરાવવાનાં હતાં, (એ હીચકારો, એ નીચ રાણી, મહારાજકુંવર ઘણું જીવો!) એ ઇશ્વરનાં ગુન્હેગાર છે. પ્રજા કરે એ પરમેશ્વર. વળી ગઇ રાતે રાણીએ બે મારા મોકલ્યા. (ક્યાં–શું કામ?) કુંવરે એમને યમપુરીમાં પહોંચાડયા. પણ અનંતારણ્યની પુતળીને ઘા વાગ્યો (અરેરે—), હવે ગુન્હેગારો પોતે બોલશે.

(થોડી વાર બધાં શાન્ત રહે છે. દુરથી કેટલાક લશ્કરના સિપાઇઓ તથા લોકો આવે છે અને બધે ખળભળાટ થાય છે.)

લોકો

આ શું?—આ શું?

(દેવીકુમારી આગળ આવે છે. પાછળ સામન્ત, અરજણ, અને કેટલાક સૈનિકો છે.)

સામન્ત

બાપુ—(પોતાની ભુલ સુધારતો હોય તેમ) મહારાજ, મહારાજ, પુષ્કર મરાયો, અને બોરગઢનાં દેવીકુમારી રંડાયાં. રાણીનાં કાવત્રાં!

ઉદયસિંહ

હવે મને મારો.

રાજા

સૌને સજા થઇ!

પ્રધાન

મારા હાથ હેઠા પડયા!

સામન્ત

મહારાજકુંવરને મારવા મોકલેલ—.

રાજા

એ મારાઓ ક્યાં છે?

સામન્ત

યમપુરીમાં.

ઉદયસિંહ

મારી એકની એક પુત્રી!

પ્રવેશ ૧૫ મો.

**પ્રધાન**

મારો એકનો એક પુત્ર!

પુરવાસીઓમાંથી—હાથનાં કર્યાં હૈયે વાગ્યા.

**કુંવર**

( ઉભો થાય છે. લોકો શાન્ત થાય છે. ) પ્રજાજનો! અથવા—પ્રજાજનો નહિ—આજે તમે રાજપાટની બધી ખટપટ જોઇ. આપણા સમુદ્રગઢને રાજ જ ન જોઇએ, એટલે પ્રજાએ પણ રાજ ન કરવું. રાજા અને પ્રજા બન્ને આ પાપનાં ભોગી છે. અને આ અનંતારણ્યનો સંદેશો છે. એ સૌ કોઇ સાંભળો. અનંત અરણ્ય અને સમુદ્ર ઉપર કોઇ દિ' કોઇનું રાજ સાંભળ્યું છે? બાપુ અનંતારણ્યને ઘર આંગણે લાવ્યાઃ પણ એ આપણું નથી. અનંતારણ્યની કુંવરી અહિં આવી પણ એ મારી નથી. એ કહે છે, સમુદ્રગઢ ઉપર તે કોનું રાજ હોય! માટે તમારે પણ રાજ ન કરવું.

પુરવાસીઓમાંથી—ના ,અમારે રાજા જોઇએ, અમને દંડનાર આપો.

( કુંવર થોડી વાર નીચે જોઇ રહે છે. પાછું બોલવું શરૂ કરે છે. )

સૌ પોતાને દંડે એટલે બસ. દરેકે પોતાના જીવનના નાયક થવું. એટલે રાજા, પ્રજા કે શત્રુ એ કશું નહિં રહે ( થોડી વાર અટકી ) મેઘરાતનો અંધકાર પોતાનું સર્વસ્વ તજીને વીજળીનો એક ચમકાર કરે છે અને વધારે અંધકારમય થાય છે; એમ તમે ફોગટ તમારૂં બધું રાજાને આપી વધારે હીણા થાઓ છો. (લાગણીના આવેશમાં) કોઇએ કોઇને આપવાની જરૂર નથી. કોઇ કોઇને કશું આપતું નથી.—મારે રાજપાટ જોઇતું નથી. ( થોડી વાર અટકીને ) તમે આપો છો એટલે હીણા છો; રાજા બધું લે છે એટલે હીણો છે. કોઇને હીણા થવાની જરૂર નથી. હું કોઇને કશું આપતો નથી. મારે રાજપાટ જોઇતું નથી. ( છેવટના શબ્દો બોલતાં કુંવરનો અવાજ ક્ષીણ થાય છે, અને જમીન ઉપર ઢળી પડે છે. લોકોમાં ખળભળાટ વધે છે. )

**સામન્ત**

અરે! રાણીનાં કાવત્રાં આટલે પહોંચ્યાં!

રાજા

( વિચારમાં ) કુંવરને ગમ્યું તે ખરૂં !—મરતાં પહેલાં માણસે એક વાર બધું છોડવું જોઇએ.

પુરવાસીઓમાંથી—અમે કાવત્રાંથી કાયા, અમને અમારો રાજા આપો.

રાજા

પ્રજાએ પણ રાજ ન કરવું ? !

રાધા

( અંદર ધુસતાં ) અરેરે ! અનંતાબા દેવલોક ગયાં ?

( રાધા રડે છે રાણી હસે છે )

( લોકોમાંથી એક અવાજ આવે છે )

આજ મહારાજકુંવર ચક્રવર્તી થયા.

રાજા

( વિચારમાંથી જાગી જતાં ) બધા જોશ ખરા પડયા !

ભાટ

( લોકોમાંથી )

અનંત–અરણ્ય ઘોરે,

એવી ઘોર ગર્જનાનું જીવન આ અનંત છે !

*　　　*　　　*

રાજ–આરા ભાંગી–આરા જીવનના એ ભાગે છે.

રાજા

ભાટ ! ભાટ !—( દૂરથી પાણીના વહેવાનો અવાજ સંભળાય છે. લોકોમાં ખળભળાટ વધે છે ) અમાંસનાં પાણી ! ( પાણીના વહેવાનો અવાજ લોકોનો પગરવ છે એ સ્પષ્ટ થાય છે. ) સમુદ્રગઢના રાજમહેલ પર લોકોનાં તરંગ ફરી વળશે.

( પડદો પડે છે )

